# બોરસદમાં બાપુજી અને સરદારશ્રી

સંધિ પછી બોરસદ તાલુકાના પ્રવાસ દરમિયાન
બાપુજી અને સરદારશ્રીએ કરેલાં

ભાષણો



પ્રકાશક :
લલ્લુભાઈ લક્ષ્મીદાસ પટેલ
મંત્રી : બોરસદ સત્યાગ્રહ છાવણી
બોરસદ

# બોરસદમાં બાપુજી અને સરદારશ્રી

## સંધિ પછી બોરસદ તાલુકાના પ્રવાસ દરમિયાન બાપુજી અને સરદારશ્રીએ કરેલાં

## ભાષણો




પ્રકાશક :

**લલ્લુભાઈ લક્ષ્મીદાસ પટેલ**

મંત્રી : બોરસદ સત્યાગ્રહ છાવણી

બોરસદ

# સાંકળિયું





મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા, મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય
ઘીકાંટા રોડ, સિવિલ હોસ્પીટલ સામે : : અમદાવાદ.

# બે બોલ

સંધિ પછી છાવણી તરફથી પ્રગટ થયેલી પત્રિકા નં. ૫ માં 'મહાત્માજી અને સરદારનો તાલુકામાં પ્રેરક પ્રવાસ' એ મથાળા નીચેનું વર્ણન આપતાં એમનાં પૂરાં ભાષણો છપાવીને પ્રગટ કરવાની આશા પ્રગટ કરી હતી. અનેક અનિવાર્ય કારણોને લીધે તે પ્રગટ કરવામાં આટલી ઢીલ થઈ છે એ બદલ અમારે ક્ષમા યાચવી જોઈએ. આ ભાષણો થયા પછી તો પરિસ્થિતિમાં ઘણો ફેરફાર થઈ ગયો છે પણ એ ફેરફારની તુલના કરવા માટે તેમજ સંધિ દરમિયાન આપણું કર્તવ્ય સમજવા અને સંભાળવા માટે આ ભાષણો અતિ ઉપયોગી થશે એવી આશા છે—જો કે તેની ઐતિહાસિક ઉપયોગિતા પણ ચિરંજીવ છે.

આ સંગ્રહમાં સંગ્રહાયેલાં ભાષણો મુખ્યત્વે કરીને બોરસદ તાલુકા સમિતિના ત્રણ સેવકોએ લીધેલી તેની નોંધ પરથી જ તૈયાર કરવામાં આવ્યાં છે. છતાં વર્તમાનપત્રોમાં અને નવજીવનમાં આવેલા અહેવાલોની પણ મદદ નથી લીધી એમ નથી એ અમારે કબૂલ કરવું જોઈએ. જેમ બને એમ વક્તાઓના પોતાના જ શબ્દો અને વાક્યો પકડવાનો સેવકોએ પ્રયાસ કરેલો છે અને અર્થનો ક્યાંયે અનર્થ ન થાય એ માટે ખાસ સંભાળ રાખેલી છે છતાં પૂ૦ બાપુજી અને સરદારશ્રી અથવા એમના મંત્રીઓ પાસે અમે એ સુધરાવી નથી શક્યા એથી જો કાંઈ દોષ રહી ગયા હોય તો તે અમારે શિર છે.

તાલુકાનો પ્રવાસ પૂરો કરી પાછા ફરતાં ઢુંઢાકૂવામાં એકત્ર થયેલી સ્ત્રી-પુરુષોની મેદનીની શાંતિ જોઈ પૂ. બાપુજી અણધારી રીતે પાંચ મિનિટ બોલ્યા હતા પણ એ ઉદ્‌ગારો અમે સંગ્રહી શક્યા નથી એ માટે અમે દિલગીર છીએ.

સંપાદક

# આટલું તો સુધારીને જ વાંચજો

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૧૮ | બનાવવાનો | બતાવવાનો |
| ૩૦ | ૨૧ | સેન્સમાં | સેન્સસમાં |
| ૩૪ | ૮ | એનું નામ જ | એનું જ નામ |
| ” | ૧૬ | એવી | એથી |
| ૩૫ | ૧ | આવવો | આપવો |
| ૪૩ | ૯ | ચાંદનીની | ચાંદની સાથે |
| ૪૬ | ૨૦ | વર્ષો વર્ષો | વર્ષોનાં વર્ષો |
| ૪૭ | ૧૬ | જોઇને | તે જોઇને |

# બોરસદમાં

[ જેલમાંમાંથી છૂટયા ત્યારથી જ્યાં પહેલી તકે આવવા પૂ. બાપુજી અને સરદારશ્રી ઝંખતા હતા ત્યાં છેવટે તા. ૧૨–૩–૩૧ને રોજ એ આવી પહોંચ્યા. જેલમાંથી છૂટેલા આ નેતાઓનાં દર્શન કરવા તલસતા અને સંધિનો ભેદ એમને સ્વમુખે સાંભળવા આતુર લોકો ચારે કોરથી બોરસદમાં ઉતરી પડયા હતા. દાંડીની કૂચ વખતે મહાત્માજીને ઉતારો આપવાના ગુના (?) માટે સરકારી ગ્રાંટ ખોઇ બેઠેલી એડવર્ડ મેમોરિયલ હાઇસ્કૂલમાં જ આ વખતે એ ઉતર્યા હતા. એના ચોગાનમાં ઉભા કરેલા ખાસ મંડપમાં જ્યારે ભાષણ કરવા નેતાઓની આ જોડી આવી ત્યારે સાત આઠ હજારની માનવ મેદની મળી હતી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ ન ગણાય. ]

# સંધિની ચાવી

ગાંધીજી

ભાઈઓ અને બહેનો,

છેલ્લો જ્યારે હું બોરસદ આવ્યો હતો તેને આજે લગભગ એક વર્ષ થઈ ગયું. જે આશાઓ મેં બોરસદ તરફથી અને બોરસદ તાલુકા તરફથી રાખી હતી તે લગભગ ફળીભૂત થઈ છે, એમ કહેતાં મને સંકોચ નથી થતો. એ આશાઓ પૂરેપૂરી ફળીભૂત થઈ છે એ તો હું નથી કહેતો—નથી કહી શકતો. તેમાં તમારો દોષ હતો એમ તો કેમ કહી શકાય? તમારી શક્તિ અને સમજ પ્રમાણે તમે કર્યું છે. મારી આશાઓ અને પ્રતિજ્ઞા સફળ કરવામાં તમે બધાએ ફાળો આપ્યો છે. બહેનોએ પણ પોતાનો ફાળો આપ્યો છે. હજી બહેનોએ પોતાની કેટલીક ખોટી શરમો અને વહેમો મૂકી દીધાં છે એમ તો ન કહી શકાય; છતાં બહેનોએ પોતાનો ફાળો ઠીક ઠીક પ્રમાણમાં આપ્યો છે એમ તો કહી શકાય. ખેડા જિલ્લામાં છેલ્લા બાર માસમાં જે થયું તેનું થોડું થોડું વર્ણન તો મને જેલમાં મળી શક્યું હતું—કંઈક કંઈક છાપાંઓ

દ્વારા અને બાકીનું કાગળોમાંથી. તેમાં બહાર આવ્યા પછી પૂરણી થઈ. એમ છતાં બનાવોનો પૂર્ણ અહેવાલ હું મેળવી શક્યો છું એમ તો ન કહી શકાય. એમ કરવાને માટે મને પૂરતો વખત પણ નથી મળ્યો.

## ખેડા જિલ્લામાં ઠેરઠેર થર્મોપિલી

જેઓએ ઇતિહાસ વાંચ્યો છે તેઓ જાણે છે કે કર્નલ ટોડે પોતાના 'રાજસ્થાનના ઇતિહાસ'માં એમ લખેલું છે કે યુરોપમાં તો એક જ થર્મોપિલી છે, પણ રાજ્યસ્થાનમાં તો ઠેર ઠેર થર્મોપિલી થયેલી છે. થર્મોપિલી ગ્રીસના પહાડ વચ્ચેની એક કેડીનું નામ છે. સ્પાર્ટનોએ તે કેડીનું રક્ષણ કરતાં કરતાં જાન આપેલા. તેના પરથી કોઈ પણ યુદ્ધક્ષેત્ર કે જ્યાં લડવૈયાઓએ બહુ જ બહાદુરી-પૂર્વક કુરબાની કરી હોય તેને થર્મોપિલીની ઉપમા આપવામાં આવે છે. કર્નલ ટોડનું તે વાક્ય મને આજે બોરસદ આવતાં આવતાં યાદ આવ્યું. અને લાગ્યું કે ખેડા જિલ્લામાં પણ ઠેર ઠેર થર્મોપિલી થયેલી છે. ખેડા જિલ્લાના પુરુષોએ અને સ્ત્રીઓએ બહુ બહાદુરી બતાવી છેઃ ઠેર ઠેર માર ખાધો છે, લાઠી ખાધી છે અને ગાળો ખાધી છે. અને તે બધું સામો જવાબ આપ્યા સિવાય સહન કર્યું છે.

## ભીમ, અર્જુન અને યુધિષ્ઠિર જેવા પ્રતિજ્ઞાબદ્ધ

હકને ખાતર, ન્યાયને ખાતર, અને સત્યને ખાતર લડતાં દુશ્મનને પણ નુકસાન ન પહોંચાડવું અને સામો માર ન મારતાં એના હાથે મરવા તૈયાર રહેવું—મરી જવું—મરીને પણ એનું હૃદય પીગળાવવું એ સત્યાગ્રહીનો આદર્શ છે. એનું અક્ષરશઃ પાલન નથી થયું તે તો હું જાણું છું. પણ એટલું તો કહેવું જ જોઈએ, કે તમે તેમાંનું ઘણું પાળ્યું છે. એ વખતે તમારા દિલમાં વેરભાવ કે રોષ નહોતો એમ તો હું ન કહી શકું. ખેડા જિલ્લાના પાટીદારો અને બીજાઓ ઝનૂની છેઃ ઘડીઘડીમાં ધારિયાં ઉછાળી જાણે એવા

છે—ગુસ્સાવાળા, જુસ્સાવાળા અને તેજવાળા છે. છતાં સૌ જાણે છે કે આ વખતે તમે તમારો રોષ મનમાં શમાવી દીધો છે. મનમાં તમે ગમે તેવું બોલ્યા હો પણ જીભને તો ઘણેખરે ભાગે તમે રોકેલી છે. ખેડા જિલ્લાના લોકો માર ખાઈને બેસી રહે—બોરસદમાં બહેનો પર લાઠી પડે અને ગલીઓમાં જુવાનિયા તે જોઈને બેસી રહે અને પોતાના ગુસ્સાને શમાવી રાખે, એ અશક્ય જેવી વાત તેમણે શક્ય કરી બતાવી છે. આ વખતે તમે બોરસદના લોકોએ—ખાસ કરીને જુવાનિયાઓએ ખૂબ ખામોશી રાખી. બહેનોને પેટ ભરીને માર ખાવા દીધો. જુવાનિયાઓ, જેમણે બહેનોની પીઠ પર લાઠી પડતી જોઈ, બહેનોના કેશ ખેંચાતા જોયા તેઓ બીજો કોઈ સમય હોત તો નામર્દ કહેવાત; પણ આ વખતે ઇતિહાસ એમ નહિ કહી શકે, કારણ કે તેમણે તો અહિંસાની પ્રતિજ્ઞા લીધી હતી. તેઓ તો ભીમ જેવા, અર્જુન જેવા, યુધિષ્ઠિર જેવા પ્રતિજ્ઞાબદ્ધ કહેવાશે. દ્રૌપદીના કેશ તણાતા હતા અને તેનાં ચીર ખેંચાતાં હતાં ત્યારે પણ પાંડવો ખામોશી પકડી રહ્યા. ભીમ જેવો બળવાન ડોળા કાઢતો અને દાંત કચકચાવતો છતાં યુધિષ્ઠિર આગળ બકરીની જેમ બેસી રહ્યો હતો. એ માટે આપણે દ્રોપદીના પાંચ પતિને નામર્દ નહિ કહેતાં પુણ્યપુરુષ માની તેમનાં યશોગાન કરીએ છીએ. એ પ્રમાણે જે જુવાનોએ સાંખી લીધું તેમનાં ઇતિહાસ યશોગાન કરશે. મારા હૃદયે તો તેમનું યશોગાન કરેલું જ છે. આમ કહેવામાં તમારી વધારે પડતી સ્તુતિ થઈ ગઈ હોય તો તમે સુધારી લેજો. મારે ભાટચારણનું કામ નથી કરવું.

## સંધિ માનભરી છે.

કૉન્ગ્રેસ વતી મહાસભાની કાર્યવાહક સમિતિએ જે સંધિ કરેલી છે તેમાં હું તો નિમિત્ત માત્ર છું. થયેલી સમજૂતી મારી અને વાઇસરૉયની વચ્ચે નથી થયેલી; એ તો સરકાર અને મહાસભાની કાર્યવાહક સમિતિ વચ્ચે થયેલી છે. પછી સૌ એને ગાંધી-

ઇરવિન સંધિ ભલે કહે. એ સંધિની રૂએ જે કંઈ થયેલું છે તે સમજાવવાનો મારો અને સરદારનો ધર્મ છે. કેટલાક કહે છે, કે આ તો નામોશીભરી સંધિ છે. અહીં પણ કેટલાક ભાઈઓને આ સંધિથી નિરાશા થયેલી એમ મેં સાંભળ્યું છે. હું તમને સમજાવવા માગું છું, કે સંધિ માનભરી છે. પૈસાટકા, માલમતા જાય એ સહન કરી શકાય; પણ દેશની લાજ જાય એ મારાથી કદી પણ સહન ન જ થાય. એથી કરીને આ સંધિ કેટલી માનભરી છે એ સમજી લેવું એ તમારે અને મારે સારુ જરૂરનું છે.

## નુકસાની વિના સંધિ કેવી એમ કહેનારને—

મારી પાસે પડેલા આંકડા પરથી જણાય છે કે બોરસદ તાલુકાને ૧૩,૦૦,૦૦૦ ની નુકસાની થયેલી છે. એ ભરપાઈ કરી આપવાની કલમ વિના સંધિ કેવી એમ કહેનારને હું પૂછું છું કે. એવી નુકસાની ભરપાઈ કરી આપવામાં આવશે એવું વચન મેં કે સરદારે કે મહાસભાના કોઈ જવાબદાર સેવકે કયે દહાડે, કયાં આપેલું તે તો કાઢી બતાવો. એવું વચન અપાયું હોય તો તેનું પાલન કરવા અમે બંધાયેલા ખરા. એવું વચન અપાયેલું હોય તો તમે એમ કહી શકો કે અમે પ્રતિજ્ઞાભંગ કર્યો. તમારા નેતાઓ જે ખરી રીતે તમારા સેવકો જ છે એ આમ બેવફા થાય–વચનભંગ કરે તે તો હું કદી સાંખું નહિ. દેશને સારુ પણ એવાં ખોટાં વચનો તો ન જ અપાય. એવો વિશ્વાસઘાત તમારી સાથે રમીએ તો તમે ફરી વિશ્વાસ જ કેમ રાખો? ભવિષ્યમાં તમારી પાસેથી કામ જ કેમ લેવાય?

## સંધિઃ લડતમાં એક આગળ ડગલું

સંધિથી કંઈ લડાઈનો અંત આવી નથી ગયો. અંત કયારે આવશે તે કોણ જાણે? સ્વરાજ પછી પણ તેનો અંત ન આવે એ સંભવિત છે. એવું તો ન જ કહી શકાય કે જીવનભર લડાઈ નહિ જ

લડવી પડે. જે સંધિ થઇ છે તેથી સ્વરાજની લડત કાંઈ પૂરી નથી થઈ. સંધિ એ તો આપણી લડતમાં એક આગળ ડગલું છે. જે કામ આપણે સવિનય ભંગ કરીને અત્યાર સુધી કરતા હતા તે કામ હવે વાટાઘાટ કરીને, મસલત કરીને કરવાનું છે, એ જ સંધિનો અર્થ છે.

સ્વરાજ્ય કેટલું દૂર છે એની તો તમને કે મને કોઈને ખબર નથી. મને તો એટલી ખબર છે, કે હવે રહેલું કામ શું છે? એ પૂરું કરો એટલે સ્વરાજ હથેળીમાંના આમળાની જેમ લેવું સહેલું છે.

## સ્વરાજ માટે ફના થવાનો સોદો

મારે કહી દેવું જોઈએ, કે મેં કે સરદારે કે મહાસભાના કોઈ પણ જવાબદાર સેવકે લડાઈમાં સહન કરવી પડેલી નુકસાની કે ખુવારી ભરપાઈ કરી આપવાનું કહ્યું હોય એવું મને મુદ્દલ સ્મરણ નથી. ગામડાના કોઈ સ્વયંસેવકે એવું કહ્યું હોય તો એ વગર-વિચાર્યું વેણ છે. તેને માટે સમિતિને કોઈ જવાબદાર ગણે એવું હું ન માનું. હું તો દાંડીની કૂચ શરૂ થઈ ત્યારથી એક જ ધ્વનિ કાઢતો આવ્યો છું, કે આ તો આખરી યુદ્ધ છે, માથા સાટેની લડાઈ છે. આમાં તો ઘરબાર, માલમિલ્કત બધુંયે લૂંટાશે; આમાં તો ફના થઈ જવું પડશે. ફના થવા તૈયાર હો તો જ આમાં પડજો નહિ તો ના પડજો એવી જાતનો મેં સોદો કર્યો હતો.

## સ્વરાજનો આપણો આદર્શ

નુકસાનીનો બદલો માગનાર ફના થયો એમ કેમ કહેવાય? પણ ધારો કે, આપણે એ ૧૩ લાખની નુકસાની સરકાર પાસે ભરપાઈ કરાવવી છે. તો હું પૂછું છું કે, સરકારની તિજોરીમાં પૈસા ક્યાંથી આવે છે? એ કંઈ ઇંગ્લેન્ડથી નથી આવતા. તમારા ને મારા ઘરમાંથી જ આવે છે; જે કંઈ જ રાખી શકતા નથી

તેમની પાસેથી જ આવે છે; જકાતખાતામાંથી આવે છે, શરાબ-ખાનાંની હરરાજીમાંથી આવે છે અને જમીનમહેસૂલમાંથી આવે છે. તમે શરાબ નહિ પીતા હો એમ હું માની લઉં છું; એટલે એના ૩૫ કરોડમાં તમારા તરફની એક પાઈ પણ નથી. એ પાંત્રીસે કરોડ તમારા કરતાંયે ગરીબ માણસો પાસેથી આવે છે. તમને શંકા હોય તો જકાતના આંકડા જોઈ તપાસી લો વસ્તુસ્થિતિ આમ છે તો પછી નુકસાની ભરપાઈ કરવાના પૈસા કયાંથી કઢાવવા? ગરીબોના ખિસ્સામાંથી પૈસા લાવી આપણા ખિસ્સામાં મૂકવા એ સ્વરાજ્યનો કાયદો નથી. આપણે તો ગરીબોને આપીએ, ગરીબો પાસેથી લઈ ન શકીએ. આપણા હાથમાં બધી સત્તા હોય અને તિજોરી આપણા હાથમાં હોય, ને પાટીદારો એમ કહે તો મારે ના પાડવી પડે. મારે પ્રજાનાં નાણાંના ટ્રસ્ટી તરીકે મારે બદલે બીજા કોઈની નિમણુક કરવાનું કહેવું પડે. સ્વરાજ્યનો આપણો આદર્શ તો આ છે.

## હજી પાશેરામાં પહેલી પૂણી છે.

આ તો હજી પાશેરામાં પહેલી પૂણી છે. આ તો થોડી મુદત માટેની સંધિ છે. એ પછી શું મળશે તેનો વિચાર અત્યારે ન થઈ શકે. હાલ આપણે એટલું જ વિચારવાનું છે કે સંધિ કરવાનું આપણું કર્તવ્ય હતું કે નહિ? આ સંધિમાં માથું નીચું નમાવવું પડે એવું જો કાંઈ પણ હોય તો આપણે ખોટ ખાધી એમ કહેવાય ખરું; પણ સંધિની શરતોમાં તમે એવું કંઇ નહિ જુઓ એમ મને લાગે છે.

## નુકસાનીનો ખરો બદલો: સ્વરાજ

નુકસાનીનો ખરો બદલો તો સ્વરાજ્ય છે. હું પણ એ જ ઝંખું છું. એ લેતાં લેતાં આપણે જાનમાલ બધું ખોઇએ. પણ સ્વરાજ પણ લેવું અને વ્યક્તિગત નુકસાનીનો બદલો પણ લેવો એ બહાદુરી

વળી કયા પ્રકારની? એ તો કંજુસાઈ છે. એ તો હિંદુસ્તાનને નામે આપણે ઠગવા નીકળ્યા છીએ એમ કહેવાય. કોઈ પણ કાળે બધી નુકસાની પાછી મેળવી આપવાની સંધિ તો મારાથી કે કૌંગ્રેસથી ન થઈ શકે. એવા વિચારો તમારા મનમાં હોય તો કાઢી નાખજો. હિંદને નામે બદલાની વાતો કરનાર હિંદને લૂંટનાર છે. જેટલું નુકસાન થયું છે એ વ્યાજ સાથે ભરવાનું હોય તો મારે ને તમારે શો સંબંધ?

મને ખબર મળી છે કે બોરસદ તાલુકામાં ૯૦૦ એકર જમીન વેચાઈ ગઈ છે.–ત્રીજા હાથમાં ગઈ છે. તે હાથ કયો તેની મને ખબર નથી; પણ તેને વિષે એમ કહી શકાય કે તે પાછી તો આવવાની જ છે—આજે, કાલે કે પછી પરમ દિવસે. તે કઈ રીતે પાછી આવશે તેની ચર્ચા કરવાની તમારે જરૂર નથી. તેમાં ઘણી આંટીઘૂંટી છે; પણ એ વસ્તુ પોતે તો મોજૂદ છે એટલે પાછી લેવાશે. એ કાંઇ બદલો નથી. તમે તો ન મળી શકે એવો બદલો મેળવવાની વાત કરો છો. જે કેદીઓ જેલમાં છે તેમને છોડાવી લવાય; પણ ફાંસીએ ચડી ચૂકેલા કેદીઓને કાંઈ પાછા લવાય? (હસાહસ) કેદ ભોગવેલી કાંઈ ન ભોગવી કરી શકાય? જમીન તો પડેલી જ છે તેને કાંઈ સરકાર ખાઈ શકે એમ નથી. જ્યારે આપણી સત્તા થશે ત્યારે પણ એ આપણા હાથમાં આવવાની જ છે.

## દરબાર પાસેથી શીખી લો.

સ્વરાજ્યને માટે લડતાં દરબાર ગોપાલદાસ ઢસા ખોઈ બેઠા છે. એ મૂરખ હોય તો એમ માને, કે મેં ઢસા ખોયું છે. પણ એ તો ચતુર છે. સ્વરાજ્ય મળ્યે મરજીમાં આવે એટલાં ઢસાં લઈશ, એવી એમને ખાતરી છે. એ તો મને પૂછતા પણ નથી કે આ સંધિ વખતે મારી ઢસાની ગાદીનું શું કર્યું? જો ઢસા પાછું

મેળવવાની જ આ લડત હોત તો આ વખતે પણ પાછું મેળવી લેવાત; પણ એમણે આ ટાણે એનો ઉચ્ચાર સરખો ય નથી કર્યો. અત્યારે ઢસે જઈને એ કરે શું? એમણે તો સ્વરાજ્ય માટે ભેખ લીધો છે. ખરા દરબાર જ ખરું પૂછો તો એ ભેખ લીધા પછી થયા છે. એમણે ઢસા ગુમાવ્યું નહોતું ત્યારે એમને કોણ ઓળખતું હતું? કલ્યાણજીભાઈએ એમનું જીવનચરિત્ર લખ્યું તે ભેખ લીધા પછી! એમણે એક ઢસા ખોઈને ૫૦ ઢસા પ્રાપ્ત કર્યાં છે. સ્વરાજ્ય મળશે તો તો એ ઢસા એમનું છે જ અને ન મળ્યું તો સ્વરાજ વિના એ ઢસા શા કામનું? એ એમનો મંત્ર છે. એ મંત્ર એમની પાસેથી શીખી લો અને ખાતરી રાખો કે તમારી તસુએ તસુ જમીન જે ખોવાયેલી છે તે પાછી મળવાની જ છે. કોઇ પણ સરકાર કે એની મારફતે વેચાતી રાખનાર એ ખાઈ શકે એમ બનવાનું નથી. હા, ઈશ્વર એને ગળી જઈ શકે તો જુદી વાત. (હસાહસ)

## ત્રીજા હાથમાં ગયેલી જમીનો

જેની સરહદમાંથી સરદાર પકડાયા તે રાસે પણ ખૂબ બહાદુરી બતાવી છે એ જોઈને મારું હૈયું હર્ષથી ઉભરાય છે. એ બહાદુરી બતાવતાં જે જમીન ત્રીજા હાથમાં ગઈ છે તે પાછી મળવાની જ છે. ત્રીજા હાથમાં ગયેલી જમીનો પાછી આપવા સરકાર બંધાતી નથી એવી કલમ સંધિના કરારોમાં છે; પણ તેની નીચે જ ગાંધીની નોટ છે (હસાહસ) કે ઘણાં વેચાણ ગેરકાયદેસર છે. પણ કાયદેસર કે ગેરકાયદેસર ગમે તે રીતે એ જમીનો ગઈ હોય એ બધી પાછી મળવાની છે એ વિષે મને શંકા નથી. એ ક્યારે મળશે અને કઈ રીતે મળશે એ અત્યારે હું ન કહી શકું; પણ તમે વિશ્વાસ રાખો. સંધિની તુલના માટે મારી અને તમારી વચ્ચે જમીનોની એક જ વસ્તુ હું મૂકું છું. જ્યાં સુધી એ પાછી ન મળે ત્યાં સુધી

માનજો કે સ્વરાજ્ય નથી મળ્યું. જો એ અમે પાછી ન મેળવી આપીએ તો માનજો કે અમે સાચા સેવક નથી. તે નહિ મળે ત્યાં સુધી અમે ખાખ થઇશું અનેતમને ખાખ કરીશું. એ નહિ મળે ત્યાં સુધી કદી શાંતિ થવાની નથી.

## એક જ મદદ માગું છું.

પણ યાદ રાખજો, કે જમીનો રાખનાર ધારાળાઓ વગેરે તમારા સગા ભાઈ છે. આપણે બારૈયાઓ પાસેથી એ જમીનો લડીને નથી મેળવવાની; ખૂન પર ચડીને નથી મેળવવાની. પાટીદારો અને બારૈયાઓ પરસ્પર ખૂન પર ચડે તો સરકાર પણ બિચારી શું કરવાની? એને તો એમ કહેવું જ પડે કે આ આખા કલહનું મૂળ કાઢી નાખો; પણ એવું ન કરતા. જમીનો પાછી મેળવવાની જવાબદારી તમારા હાથમાં નથી, મારા અને સરદારના હાથમાં છે. તમે લાલ આંખ ન કરતા. તમારે તો જમીનો રાખનારાઓની સાથે સગા ભાઈની જેમ વર્તવાનું છે. જો એવી રીતે પ્રેમને માર્ગે તમે એ જમીનો પાછી મેળવી શકો તો સૌથી સારું. એને માટે તમારે પૈસા જોઇએ તો મારી પાસેથી લઈ જજો. હું તે ગમે ત્યાંથી મેળવી આપીશ. સરકાર પાસેથી કે બીજાઓ પાસેથી એ જુદો ન્યાય છે. તમારી પાસેથી હું એક જ મદદ માગું છું અને તે ગુસ્સાને રોકવાની. ગુસ્સો કરશો, લડાઇ કરશો કે ખૂન કરશો તો મારા જેવો માણસ તમારી સાથે નહિ રહી શકે; હું તો કજિયો કરી બેસીશ.

## તમારે જેને મારવા નથી તે તમને શું મારવાના છે?

હવે પોતપોતાને ઘેર પાછા જવાની વાત. એ વાતનો આધાર તમારી બહાદુરી અને ચતુરાઈ ઉપર છે. તમારો ધર્મ તો હવે માંડવામાં જઇને નહિ પણ પોતપોતાને ઘેર ગામમાં જઈને બેસવાનો છે. એમ સાંભળ્યું છે, કે તમે ગામમાં જશો તો તમને

એ લોકો મારશે. હું કહું છું, કે એ લોકો મારે તો માર ખાજો. તમારે જેને મારવા નથી તે તમને શું મારવાના છે? તમે એમને કહેણુ મોકલાવો કે 'અમારા મનમાં તમારે વિષે કંઈ રોષ નથી. તમે ભૂલ કરી છે તે અમે ભૂલી ગયા છીએ. અમે કશું વેર લેવાના નથી. અમે તમારા ભાઈ થઈને રહેવાના છીએ. તમે અમારા ભાઈ થઈને રહેજો.' તમે આવું કહેણુ મોકલાવીને જાઓ.

## તમે બધા રવિશંકર થઈ શકો છો.

હું તો ઇચ્છું છું, કે આપણામાં ઘણા રવિશંકરો પેદા થાય. તમે બધા રવિશંકર થઈ શકો છો. એને કાંઈ પૂંછડી કે શિંગડું નથી. એ તો આપણા જેવો જ માણસ છે. એનું હૃદય એવું છે કે લૂંટફાટ કરનાર અને જંગલી મનાતા લોકોને માટે પણ એ દ્રવે છે. એ એ કોમોમાં કામ કરે છે અને એમને ઉગારી લેવાની આશા અને શ્રદ્ધા ધરાવે છે. એની પાસે હૃદયનું બળ છે. જે એવું હૃદયબળ ધરાવે તે રવિશંકર! બીજું શું? રવિશંકર બનવા માટે કંઈ બહુ ભણતરની જરૂર નથી; રવિશંકર બનવા માટે સંસ્કૃતના પંડિત થવાની પણ જરૂર નથી. એ તો માત્ર હાઇસ્કૂલના બીજા ધોરણ સુધી ભણેલો છે; એ તો સંસ્કૃત પણ ભણેલો નથી.

પણ તમે બધા રવિશંકર થાઓ કે ન થાઓ; આટલી શરત તો તમારે પાળવાની જ છે અને તે એ, કે તમારે લડવાઝઘડવાનું નથી, તોફાન કરવાનું નથી; તમારે આપસઆપસમાં મેળ બાંધવાનો છે; તમારે મિથ્યાભિમાનનો ત્યાગ કરવાનો છે; રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં જતાં પહેલાં આપણે હિન્દુસ્તાન આખાએ–હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી બધાએ–એક થવાનું છે. હિંદુ-મુસલમાન વગેરે જુદી જુદી કોમોનો વેશ જુદો છે. હિંદુ મંદિરમાં જાય છે અને મુસલમાન મસ્જિદમાં જઈને ઇબાદત કરે છે; છતાં સૌનાં હૃદય તો એક છે એમ જગતને જણાવું જોઈએ.

## શું કરીએ ? મનુષ્યની શક્તિને મર્યાદા છે.

આપણી પાસે મોટું કાર્ય પડેલું છે. અમે તો બોરસદના, ખેડાના કે ગુજરાતના નથી; અમે તો આખા હિંદુસ્તાનના છીએ. હાથ પરના એ કાર્ય માટે અમારે જવાનું ન હોત તો અહીં બે દિવસ જ શા માટે રહેત ? ઘણા દિવસ ન ગાળત ! ભરૂચ અને પંચમહાલ તો રોષે ભરાયાં છે. ભરૂચવાળાઓ તો ગાળ કાઢે છે કે તમને ખેડા જિલ્લો ને સુરત જિલ્લો બહુ વહાલા લાગ્યા છે.' ખરી વાત તો એ છે, કે જિલ્લા તો શું પણ કેપ કોમોરિન સુધી જવાની અમારી તો ઇચ્છા છે. કોડ તો હિંદુસ્તાનમાં બધે જવાના થાય છે, પણ શું કરીએ ? મનુષ્યની શક્તિને મર્યાદા છે. ઇશ્વરે એક જંતુ જેવા બનાવ્યા છે. એક વખતે એક જગાએ બેસી શકીએ છીએ. એકી વખતે ઘેર ઘેર બેસી શકાય એવી શક્તિ આપી હોત તો જુદી વાત ! જે હુકમ આજે ઇશ્વર તરફથી મળ્યો તેનો અમલ કરીએ છીએ. બાકી ઇચ્છા તો માંડવે માંડવે જવાની, સુખદુઃખની ગોઠડીઓ માંડવાની, દુઃખીનાં આંસુ લૂછવાની અને બહાદુરીના કિસ્સા સાંભળવાની ઘણીયે થાય છે. ઇશ્વર તો કંજૂસ છે; ઇશ્વર તો નિર્દય છે; અને આપણે એના દાસ થઈ બેઠા છીએ. એટલે ઇચ્છા હોય છે છતાં લાચારીથી કેટલાંક કામ નથી જ થઈ શકતાં.

સંધિની ચાવી મેં તમને સમજાવી દીધી છે, કહેવાનું કહી દીધું છે. હવે કોઈને પ્રશ્ન પૂછવાના હોય તો પૂછો. તીખાં વચનો સાંભળવાં હશે તો સરદાર પાસેથી તમે તે સાંભળી શકશો.

## મહેરબાની કરીને આ ઉણપ કાઢી નાખો.

છેવટની એક વાત કરી લઉં. મારું તમારી પાસે એક લેણું બાકી નીકળે છે. ખેડા જિલ્લાના માણસો બહાદુર છે, પણ ખાદી–ભક્ત નથી. ખેડા જિલ્લાનું આ કલંક છે, ખેડા જિલ્લાની આ

ઊણપ છે. તમે એ દૂર નહિ કરો, એ ઊણપ નહિ પૂરો તો સ્વ-રાજ્યમાં અડચણ આવવાની છે. તમારે ત્યાં આટલો બધો કપાસ થાય છે. તમે તેને લોઢી પીંજીને સહેજે કાંતી શકો છો અને ખાદીની બાબતમાં સ્વાશ્રયી થઈ શકો છો. તમે આટલું બધું દુઃખ સહન કરી શકનાર આટલો ઉદ્યોગ પણ ન કરી શકો? મહેરબાની કરીને આ ઊણપ તમે કાઢી નાખો. ઈશ્વર તમારા બધાનું કલ્યાણ કરો.



# તહકુબી દરમિયાન કરવાની તૈયારી

સરદાર વલ્લભભાઈ

**ભાઇઓ અને બહેનો,**

એક વરસ અને ૪ દિવસ ઉપર મને બોરસદની કચેરીમાંથી પકડી જવામાં આવ્યો ત્યારે તમે એક વર્ષ દરમિયાન જે કરી બતાવ્યું તે કરી બતાવશો એટલી આશા મેં નહોતી રાખી. મને અલબત્ત આશાઓ હતી, પણ તમે આટલું બધું કરી બતાવશો એવું મેં કદી નહિ ધારેલું. પકડાયા પછી કેટલોક વખત તો હું એકલો રહ્યો. પણ પછી તો દરબાર સાહેબ આવ્યા ને રવિશંકર આવ્યા અને બીજા સાથીઓ પણ આવ્યા. બોરસદ તાલુકા તરફથી જેલભરતીનું કામ તડામાર શરૂ થયું જણાયું. પણ બોરસદ તાલુકામાં શાંતિ રહી શકશે કે કેમ એ વિષે મને શંકા હતી; છતાં તમે જે અદ્દ્ભુત શાંતિ જાળવી છે એ માટે હું તમને મુબારકબાદી આપું છું.

## ઘોળી ઘોળીને પાયેલો મંત્ર

બારડોલીની લડતમાં મેં અનેક વાર કહ્યું છે અને આજે ફરી કહું છું, કે ખેડૂતને એ વાતનો તો વિશ્વાસ જ હોવો જોઇએ. કે વતન જાય તો જાતનાં જતન શાં? ખેડૂતને તો ખાતરી જ હોય કે મરી ફીટશું પણ જમીન તો નથી જ જવા દેવાના. તમારામાંથી કોઈને પણ એવો અણવિશ્વાસ ન જ હોવો જોઇએ કે અમારી જમીન બીજો કોઈ લઈ જશે. તમારી જમીનને છે ત્યાંથી કોઈ ઉપાડી શકવાનું નથી. અને તમારી જમીનમાં બીજા કોઈની હળ નાખવાની મગદૂર નથી. મેં ગુજરાતના ખેડૂતોને આ મંત્ર ઘોળી ઘોળીને પાયેલો છે કે હરામની જમીનો કોઈને પચવાની નથી. એ તો કાચો પારો છે; જે ખાશે તેને સોંસરો નીકળી જવાનો છે; તેમને રૂંએ રૂંએ ફૂટી નીકળવાનો છે. ખરા પરસેવાની પોતાની જમીનો માટે જે મરી ફીટવા તૈયાર છે એની જમીનો કોઈ પચાવી શકવાનું નથી એવી મારી ખાતરી હું હમેશ માટે લખી આપું છું. ખરી ખાતરી જ એ મરી ફીટવાની તાકાતમાં રહેલી છે. બીજી કોઈ ખાતરીમાં હું માનતો નથી.

## વાણિયાવેડા ખેડૂતમાં ન હોય

નુકસાનીનો બદલો માગવાના વાણિયાવેડા ખેડૂતમાં ન હોય. એ તો જાણે છે કે માલમિલ્કત જશે તો ફરી પેદા કરીશું, ઘરબાર જશે તો ફરી ઊભાં કરીશું, ધન-દોલત જશે તો ધરતી ફોડીને ફરી ઉત્પન્ન કરી લઈશું; પણ આબરૂ જશે તો પાછી નથી મળવાની—નાક ગયું ફરી નથી ચોંટવાનું. ખેડૂત આ લડાઈમાં ગુમાવેલાં ઢોર, પાક, માલ, મિલ્કત વગેરેની નુકસાની પાઈએ પાઈ પાછી માગે તો તો તેણે જે દુઃખ સહન કર્યું અને આખા હિંદુસ્તાનમાં જે આબરૂ મેળવી એ ધોવાઈ જાય. જેણે આ લડતમાં વધારે ખોયું તે તો એમ માને કે મેં તો વધારે મેળવ્યું. બારડોલી

ની લડત વખતે જ્યારે ત્યાંનાં ઢોરઢાંખર અને માલમિલ્કત જપ્તીમાં જતાં ત્યારે મેં તો એમ કહેલું કે ગોળધાણા વહેંચો. સવાયા અમથું નથી થવાતું; કુરબાનીથી થવાય છે. મારાં બારડોલીનાં ભાષણો વાંચશો તો જણાશે કે પહેલેથી મારું કહેવું આ જ છે. આથી હું એમ નથી કહેવા માગતો કે જે ખેડૂતોનાં ઘર બળી ગયાં છે એ એમને એમ રહેવાના છે. એમની રહેવાની સગવડ થઈ રહેશે. એમને આપણે આપણા ઘરમાં રાખીશું. આપણે એક પ્રજા છીએ.

## મારે મન દુઃખની વાત છે

એકતાનો એ મંત્ર આપણે આપણા બારૈયાભાઈઓને અને પાટણવાડિયાભાઈઓને હજી નથી શીખવી શક્યા એ મારે મન દુઃખની વાત છે. રવિશંકરે આટલાં વર્ષો એમની વચ્ચે કામ કર્યું છતાં હજી પણ લડાવનાર મળે તો એ આપણી સાથે લડે છે, એ બતાવે છે કે હજી આપણે તેમના હૃદયમાં પૂરેપૂરો પ્રવેશ નથી કરી શક્યા. આપણે આખી પ્રજા એક કુટુંબ છીએ એની એમને ઘેર ઘેર ફરીને ખબર પાડવી જોઈએ. એમને ખબર પાડવી જોઈએ કે લૂંટનાર અને લૂંટાનાર તો અહીં જ રહેવાના છીએ અને લડાવનારા ચાલી જવાના છે.

## તહકુબી દરમિયાન તૈયારી

જે સુલેહ થઈ છે તે તો થોડા વખતની છે, વાટાઘાટ પૂરતી છે, લડાઈનો અંત કંઈ એથી નથી આવી ગયો. લડાઈનો અંત તો ક્યારે આવશે એ ભગવાન જાણે. મને તો એક જ વાતની ખબર છે અને તે એ કે લડવા માટે હમેશાં તૈયાર રહેવું. ફરી હાકલ થાય ત્યારે અત્યાર સુધી આ લડતને આપણે જેટલી દીપાવી છે તેનાથી સો ગણી વધારે દીપાવવાની તહકુબી દરમિયાન તૈયારી કરી રાખવી.

હેડિયાવેરાની લડત તો તમને બધાને યાદ હશે. તે વખતે તમે–પાટીદાર, બારૈયા, મુસલમાન તમામ એક હતા. એ વખતે પણ એના એ દરબાર સાહેબ તમારા આગેવાન હતા. એ વખતે તમારી પૂરી એકસંપી હતી ત્યારે તમે જાણો છો કે એક જ મહિનામાં તમે વિજયવાવટો ફરકાવી શકયા હતા. એ લડત વખતે જે બીજ વાવેલાં તે આજે ઊગ્યાં. એનાં મૂળ હવે ઊંડાં ઊતર્યાં છે. એને હવે કોઈ ઉખેડી શકનાર નથી. પરંતુ તહકુબી દરમિયાન તેને પાણી પાઈને વધારે ઊંડાં ઉતારવાની જરૂર છે; જેથી ફરી લડત ઉપાડવી પડે તો આખી પ્રજા એક થઈને લડે અને હેડિયા-વેરા વખતની લડતની જેમ ઓછામાં ઓછા વખતમાં વિજય-વાવટો ફરકાવી શકાય.

આ લડતમાં તમે બાર મહિનાની જે દીર્ઘ તપશ્ચર્યા કરી છે તેથી તમારો પાર વિનાનો મેલ બળી ગયો હશે. તમારી ઘણી શુદ્ધિ થઈ હશે. તહકુબી દરમિયાનના શાંતિના સમયમાં આપણે રચનાનું કામ કરવાનું છે. એટલે એ શુદ્ધિનો પૂરો ઉપયોગ કરીને બારૈયા અને પાટણવાડિયા વગેરે જેણે જેણે આ વખતે આપણને લડાઈમાં સાથ ન આપ્યો તે ફરી લડાઈ થાય તો આપણને પૂરો સાથ આપે એવું તમારે કરી લેવાનું છે.

## એ આપણને કેમ શોભે ?

તમારો લૂંટાયેલો પાક અને માલમિલ્કત સરકારે નથી ખાધાં; એ તો તમારા ભાઈઓની પાસે જ છે. ભાઈઓ પર રીસ કેવી ? એ નુકસાનીના દામ દેવાના હોય તોપણ એ ભાઈઓ પાસેથી જ એ દેવડાવવાના હોય. એ આપણને કેમ શોભે ? એથી તો આપણું કર્યુંકારવ્યું બધું ધોવાઈ જાય. નુકસાનીના દામ ન માગવામાં જ આપણી શોભા હોય. સંધિમાં એવો કરાર નથી એ આપણી શોભા છે–નાલેશી નથી. પણ જેનાં માલમિલ્કત લૂંટાઈ ગયાં છે, જેની

ખેતી રોળાઈ ગઈ છે, પાક ભેલાઈ ગયો છે અને ઘરબાર બળી ગયાં છે એમને જો ભૂખે મરવાનો વખત આવે તો જ આપણી નાલેશી કહેવાય–આપણામાં કાર્યકુશળતાનો અભાવ છે એમ કહેવાય. માટે જેની પાસે બે રોટલા હોય તે પહેલો એક એને આપે અને પછી પોતે ખાય.

## આબરૂ એ જ સાચું ધન છે

ગુજરાતનો ખેડૂત સ્વમાની હોય. એ લાંબો હાથ કદી ન કરે. માલમિલ્કતનો એને મોહ ન હોય; એને મન આબરૂ એ જ સર્વસ્વ હોય. માલમિલ્કતની ખુવારીની ખેડૂતને ચિંતા શી? એમ માનજો કે એક રેલસંકટ વધારે આવ્યું હતું. દેશની ખાતર વેઠેલું તમારું દુઃખ એળે નહિ જાય. તમારું તપ સાચું હશે તો ભગવાન એનું રૂડું ફળ આપશે. ક્ષણભંગુર માલમિલ્કતની નુકસાનીના બદલામાં તમને આજે હિંદુસ્તાનમાં અને જગતમાં જે ઇજ્જત મળી છે એ જેવીતેવી છે? તમારી આજે જે ઇજ્જત છે એવી અગાઉ કદી નહોતી. લડત દરમિયાન હું તો જેલમાં હતો. આવતી મહાસભાનું પ્રમુખપદ મને મળ્યું છે એ શાથી એનો વિચાર કર્યો છે? બોરસદ અને બારડોલીના ખેડૂતોએ દેશને માટે જે ભારે દુઃખો સહન કર્યાં છે એને લીધે જ મારા જેવા એક ખેડૂતના હાથમાં હિંદનો કારભાર સોંપવાનું નક્કી થયું છે. એ કંઈ તમારી ઓછી આબરૂ નથી. જગતમાંથી લઈ જવા જેવી વસ્તુ તો ઇજ્જત–આબરૂ જ છે. આબરૂ એ જ સાચું ધન છે. ધન વેડફાઈ જાય, માલ-મિલ્કત લૂંટાઈ જાય, ઘરબાર ભેલાઈ જાય પણ મેળેલી ઇજ્જત–આબરૂ કદી ભેલાવાની નથી. તમારી તપશ્ચર્યાથી તમે અને આખા બોરસદ તાલુકાએ જે ઇજ્જત મેળવી છે તે તો કાયમને માટે રહેવાની છે.

## સરકારને ખબર પડી જાય

સંધિનો સમય એ આપણે માટે આત્મશુદ્ધિનો સમય હોવો જોઈએ. જ્યારે લડત ફરી શરૂ કરવી પડે ત્યારે આપણી આથી સો-ગણી તૈયારી હોવી જોઇએ. સંધિના સમયમાં આપણો રહ્યોસહ્યો મેલ નીકળી ગયો હોવો જોઈએ, આપણે બધા એકદિલ થઈ ગયા હોવા જોઈએ; આપણે તદ્દન નિર્ભય થઈ ગયા હોવા જોઇએ, આપણો રોષ પૂરેપૂરો આપણા કાબૂમાં આવી ગયો હોવો જોઈએ; જેથી સરકારના માણસોને પણ ખબર પડી જાય કે આ લોકો સાથે લડવું પોષાય એમ નથી.

## લડાઈના લડવૈયા પહેરવેશથી ઓળખાશે

આજે ગાંધીજીએ તમારી પાસે એક ખાસ માગણી કરી કે તમારાં ખેતરોમાં થતા કપાસમાંથી તમે કપડાં બનાવો અને પગથી માથા સુધી તમે ખાદી પહેરો. તમે એ માગણી પૂરી નહિ કરો ત્યાં સુધી તમારી લડાઇ બરાબર શોભવાની નથી. બોરસદની આબરૂ બહાર બહુ વધી છે એટલે હવે તો બહારના બહુ લોકો તમને જોવા આવશે. તે વખતે લડાઇના લડવૈયા એમના પહેરવેશથી ઓળખાશે. લડાઇમાં જે કુશળતા તમે બતાવી એથી વિશેષ કુશળતા શાંતિમાં બતાવવાનો તમારો ધર્મ છે. વિ-દેશી કાપડનો બહિષ્કાર શાંતિથી કરી બતાવો. હવે દારૂનિષેધનું કાર્ય પૂરું કરી બતાવો. હવે શાંતિમય ચોકીનો કોઈ પ્રતિબંધ નથી. હવે સભાઓ, સરઘસો વગેરે દ્વારા પણ છૂટથી પ્રચારકામ કરી શકાય એમ છે. હવે તમારાં બધાં માણસો અને બધા આગેવાનો જેલમાંથી છૂટી બહાર આવ્યા છે. હવે તો તમારે સખતમાં સખત કામ કરીને બોરસદ તાલુકાની શિકલ જ ફેરવી નાખવી જોઈએ. આ બધુ કરશો તો જ તમારી કાર્યકુશળતા સાચી ગણાશે.

## મારી સલાહ

કહેવાય છે કે બારૈયાભાઈઓ રોષમાં છે. એ ભલે રોષ કરે; તમે રોષ ન કરશો. એ શાંત પડી જવાના છે. એ ભૂલ

કબૂલ કરવાના છે. એ પસ્તાવાના છે. તમે એમની કોઈ હાડછેડ ન કરતા. એમને પસ્તાવાનો સમય આપો. તમે સામો રોષ કરશો, તો અગ્નિ પ્રકટશે–તો તમારું કર્યુંકારવ્યું બધું ધોવાઈ જશે. એ ગાળ બોલે, એ માથું કાપવા જેવું લાગે તો પણ સાંભળી રહેજો. ઇરાદાપૂર્વક સહન કરી લેવું એનું જ નામ તપશ્ચર્યા છે. હું તો એટલે સુધી કહું છું કે તમારા પર એ લોકો હાથ ઉગામે તો સામો હાથ ન ઉગામતાં માર ખાજો. તમે કહેશો કે બચાવમાં મારવાનો તો અમારો અધિકાર છે. બચાવ ખાતર સામો હાથ ઉગામવાની સલાહ મેં બારડોલીમાં એક વખત આપેલી તે હું જાણું છું. પણ એ તો રાનીપરજના લોકોને–દુબળા લોકોને. એ તો બીચારા હજારો વર્ષથી દબાયેલા. શક્તિશાળી અને બળવાન પાટીદારો માટે એવી સલાહ ન હોય. સાચી મર્દાનગી શક્તિ છતાં ગાળ ખાઈ લેવામાં છે; સામી ગાળ દેવામાં નથી. બારૈયો બીચારો ભૂલો પડયો છે. એમાં આપણી પણ કેટલેક અંશે ભૂલ થયેલી છે. એ ભૂલનો બદલો ભોગવ્યે જ છૂટકો છે. જુવાનિયાઓને મારી સલાહ છે કે ગમે તેવો પ્રસંગ આવે તો પણ ઝઘડો ન કરશો, એ તમને ગાળ દે તો પણ એની પાસે જજો અને મીઠાશથી વાત કરજો. એ જરૂર પલટાઈ જશે.

હવે તો દરબાર સાહેબ, ભક્તિબા, રવિશંકર વગેરે આવ્યાં છે. બારૈયાભાઈઓમાં ત્રીજા પક્ષે પોતાનો સ્વાર્થ સાધવા જે બુદ્ધિભેદ ઊભો કર્યો છે તે કાઢી નાખવા હું એમને અહીં જ મૂકી જવાનો છું. એ બધા આપણી સાથે મળી જશે અને જમીનો પાછી આપશે. જમીનો આપણે ઘેર જ પડેલી છે એમજ માની તમે નિર્ભયતાથી ઊંઘો. તમારી તપશ્ચર્યા શુદ્ધ હશે તો આવતી મોસમે જમીનોમાં એટલો કસ આવશે કે ખોએલું પાછું મળશે એવો તમને તો વિશ્વાસ હોવો જોઈએ. ઈશ્વર તમને શક્તિ અને બુદ્ધિ આપો અને તમારું કલ્યાણ કરો.

# રાસની રણભૂમિમાં

[ બોરસદ તળનો કાર્યક્રમ પતાવી ગાંધીજી અને સરદારશ્રી સીધા રણભૂમિ રાસમાં પધાર્યા. રણભૂમિ તો આખુંયે હિંદ થઈ ચૂક્યું હતું. પણ તેમાં ખેડા જિલ્લાનું સ્થાન અદ્‌ભુત હતું. અને ખેડા જિલ્લામાં વળી બોરસદ તાલુકાનું અને બોરસદ તાલુકામાં રાસનું તેથીયે વિશેષ અદ્‌ભુત સ્થાન હતું. સરદારશ્રી પ્રથમ અહીંથી પકડાયેલા. ના–કરની લડતની હાકલ આખાયે હિંદમાં પ્રથમ રાસે માંડેલી. પણ રાસના બારૈયા પાટીદારોની વિરુદ્ધ ગયેલા એટલે પાટીદારો અને બારૈયાઓ વચ્ચે હાલમાં અંટસ ભારે હતો. છતાં ત્યાં તળાવના વિશાળ મેદાનમાં સાંજે દસહજારની જે મેદની સમક્ષ ગાંધીજી અને સરદારશ્રીએ ભાષણો કર્યાં તે મેદનીમાં બારૈયા સ્ત્રી પુરુષોની. જે મોટી સંખ્યા હાજર હતી તે સૌનું ધ્યાન ખેંચતી હતી. ]

# હવે

## ગાંધીજી

ભાઈઓ અને બહેનો,

ગયે વર્ષે જ્યારે દાંડીની યાત્રા કરતો કરતો હું આ ગામમાં આવ્યો હતો ત્યારે મેં આ ગામમાંથી થયેલી સરદારની ધરપકડનું તમને સ્મરણ દેવડાવ્યું હતું; અને તમારો ધર્મ બતાવવાનો પ્રયત્ન કર્યો હતો. એ ધર્મનું તમે ઘણે અંશે પાલન કર્યું છે એ બદલ હું તમને ધન્યવાદ આપું છું. તમે એ ધર્મનું કેવી રીતે પાલન કર્યું તેનું દર્શન જ્યારે તમારા માંડવાઓમાં થઈને આવ્યા ત્યારે થયું. તમે રાસના પાટીદારોએ છસેં ઘર ખાલી કર્યાં છે અને માંડવે જઈને વાસ કર્યો છે છતાં નાસીપાસ નથી થયા. તમને તો એમ લાગે છે કે તમે પુણ્યકાર્ય કર્યું છે. તમે ઘરબારનો વૈભવ છોડી માંડવાઓના સાદા જીવનમાં સંતોષ માન્યો છે અને માથા પર વીતેલાં દુઃખો પણ એ સંતોષમાં ભૂલી ગયા છો, પણ તમારે એટલાથી મલકાઈ જવાનું ન હોય. હવે તમને બીજો ધર્મ

પ્રાપ્ત થયો છે. તમારા ઘરબાર રોળાઈ ગયાં; તમારો સોના જેવો પાક ભેલાઈ ગયો અથવા લૂંટાઈ ગયો; તમારો માલ જાણીજોઈ ને તમે બરબાદ થવા દીધો; તમારાં વાસણકૂસણ, બારીબારણાં, દાદરો અને વહાલાં ઢોર મહેસૂલ માટે અથવા મહેસૂલને બહાને વેચાઈ ગયાં અને તે બધું તમે સહન કર્યું. છતાં તમારે હવે એક કડવો ઘૂંટડો પીવો રહ્યો: તે બધું સહન કર્યું તે સહન કર્યું જ સમજજો. તેના બદલાની આશા ન રાખશો. એનો બદલો પૈસાનો ન હોઈ શકે. મેં કે સરદારે તમને એવો બદલો મળવાનું કદી નથી કહ્યું. તમને એનો બદલો તો ભારે મળ્યો છે. છતાં ન સમજી શકો તો આપણા બન્નેનાં કમનસીબ. તમને આત્મવિશ્વાસ હોવો જોઈએ કે એવાં બલિદાનોથી અને કુરબાનીથી દિવસે દિવસે તમે સ્વરાજ નજીક ને નજીક લાવતા જાઓ છો. અને એ જ એનો સાચો બદલો છે. જેટલે અંશે તમે દુઃખ વેઠયું છે એટલે અંશે તમે સ્વરાજને નજીક આણ્યું છે. તમે પૈસાનો બદલો માગો તો હું તે પણ લાવી આપું એમ છું. પણ એવો બદલો લેવો હોય તો તમારે સ્વરાજ જતું કરવું જોઈએ. તમે તરત જ ના કહેશો. તમે કહેશો કે અમારી કુરબાની પર પાણી ફેરવવાની આ વાત કેવી? તમારા ગામને આ લડતમાં ૬ાા લાખ રૂપિયાનું નુકસાન થયું છે. આખા તાલુકાને રૂા. ૧૩ લાખનું નુકસાન થયું છે એટલે એક તરફ રાસ અને બીજી તરફ આખો બોરસદ તાલુકો એવું પ્રમાણ છે. એ નુકસાન સારી પેઠે ગણાય. તમે એનો બદલો લઈને સ્વરાજ વેચી શકો છો. પણ તમે સ્વરાજને એમ નહિ વટાવવા ઇચ્છો એવી હું આશા રાખું છું.

## સ્વરાજ્યની ચાવી

તમારો ધર્મ હવે એક જ છે: માંડવાળો છોડીતોડી હવે તમારે ગામમાં, પોતપોતાના ઘરોમાં, આવી જવું. તમારી મુશ્કેલી હું સમજી શકું છું. પણ મુશ્કેલીઓ ઓળંગવામાં જ સ્વરાજ્યની ચાવી રહેલી છે.

તમે ૬૦૦ ઘરના પાટીદારો હિજરત કરી ગયા છો પણ ધારાળાભાઈઓએ તમને સાથ નથી આપ્યો. ધારાળા માત્રે સાથ નથી આપ્યો એમ અર્થ નથી; રાસના ૨૦૦–૩૦૦ ઘરના ધારાળાઓએ તમને સાથ ન આપ્યો. એટલું જ નહિ પણ એ લોકોએ તમારી ૩૦૦ એકર જેટલી જમીન લઈ લીધી છે. સામાની ભીડનો લાભ લઈ એક ન્યાતે બીજી ન્યાતની વંશપરંપરાની જમીનો પડાવી લેવી, માંહોમાંહે પણ બીજાની જમીનો ખરીદી લેવી એ પાપ છે એમ પેઢી દર પેઢીથી આપણે હિંદુઓ માનતા આવ્યા છીએ. એ કાંઈ મનુસ્મૃતિમાં કહેલું નથી. એ તો રૂઢિધર્મનો સિદ્ધાંત છે; એ ધર્મનું જે ઉલ્લંઘન કરે છે તે હિંદુનું નાક કાપે છે.

એ ધર્મનું ધારાળાભાઈઓએ અને દહેવાણના ઠાકોરે ઉલ્લંઘન કર્યું છે. એવી સ્થિતિમાં ગામમાં ફરી વસવાટ કરવામાં કંઈક કજિયામાં ઊતરી જઈશું એવી ધાસ્તી તમને લાગે; પણ એ ધાસ્તી તમારે ન રાખવી જોઈએ.

## સ્વરાજ શાંતિથી લેવાનું છે

તમને ધારિયાં વાપરતાં આવડે છે એ હું જાણું છું પણ તમારે તો શાંતિથી સ્વરાજ્ય લેવાનું છે એટલે તમે ધારિયાં કેમ ઉડાવી શકો? તમારા સગા ભાઈ જેવા એ ધારાળાઓ સાથે કે દહેવાણના ઠાકોર સાથે તમે લડી પડો એ કેમ ચાલે? મુખીપણું લડાઈ પહેલાં પાટીદાર કોમમાં હતું. પણ અત્યારે તેમ નથી એ તમને ખૂંચે, એ હું સમજી શકું છું. પણ મુખી ગમે તે હોય એથી આપણે શું! મુખી તો આપણો નોકર છે. રાવણિયા અને મુખીથી માંડીને કલેકટર અને વાઇસરોય સુધી બધા આપણો પગાર ખાય છે. જે અમલ એ લોકો ભોગવે છે તે ટ્રસ્ટી તરીકે—રક્ષક તરીકે. મારી દાંડીની યાત્રા વખતે ખેડા જીલ્લામાં થઈને પસાર

થતાં મુખીઓએ કબૂલ કરેલું કે અમે પ્રજાના સેવકો છીએ. છતાં તેઓ અમલ ભોગવે છે તો ભલે ભોગવે. એમના મારથી, એમની ધમકીથી કે એમની લાલ આંખથી ડરવાનું આપણે છોડી દઈએ. પણ જે સત્યથી ચાલનાર છે, ન્યાયને માર્ગે ચાલનાર છે તે જ એમ કહી શકે કે એ લોકો અમારા નોકર છે; એ જ લોકો નિર્ભય રીતે વર્તી શકે છે. માટે સત્ય અને ન્યાયનો માર્ગ ન છોડશો અને શાંતિનો ભંગ ન કરશો. એમની સત્તા તમને અડી શકવાની નથી. ચોરડાકુ અને પ્રજાને રંજાડનાર આગળ જ અમલદારોની લાલ આંખ કામમાં આવી શકે છે.

## ત્રિરાશીનો હિસાબ

ચાલુ તંત્ર કેટલેક અંશે એમ નથી ચાલતું પણ સ્વરાજનું તંત્ર આપણે એમજ ચલાવવાના છીએ. તમારા સરદાર અને હું તમારા સેવકો છીએ. સરદારની સરદારી તમે સ્વીકારી છે તેથી કાંઈ ઓછા જ તમે એમનાથી ડરવાના છો ? એમના હાથમાં ઓછી જ કાંઈ લાકડી આવા છે ? હું સેવક બની સ્વાર્થ સાધવા જુલમ કરવા બેસું તો તમે મને કાઢીજ મૂકોને ? આમ અમે જો એવી રીતે સરદારી નથી ભોગવી શકતા તો રાવણિયા મુખી કે કલેકટર કેવી રીતે સરદારી ભોગવી શકે, એ તો ત્રિરાશીનો હિસાબ છે. માટે મુખીપણું ભલે એક ધારાળાભાઈના હાથમાં રહે. સરકારે હકૂમત આપી તેની અંદર રહી–કાયદાની મર્યાદામાં રહી જે કાંઈ કરે તે માનવામાં આપણને કાંઈ હરકત ન હોય. કાયદાનો સવિનય ભંગ આપણે હવે નથી કરતા; હવે તો આપણે માનવા જેવા બધા કાયદાને માન આપવાના છીએ. ચોરી કે લૂંટ કરવા આવે તો આપણે જરૂર એના હુકમ ન માનીએ. જો કે એનો અર્થ પણ એમ તો નથી જ કે આપણે એને ત્યાં સામી ચોરી કરવા કે લૂંટ કરવા જઈએ. મારી તો તમને સલાહ છે કે તમારી જમીન વેચાતી રાખનારની સાથે

પણ તમે પ્રેમથી અને ધીરજથી કામ લેજો—આકળા ન થશો—માયાળુ વર્તન રાખજો. અંતે એ તમારો સેવક બની જશે અને ભૂલનો પસ્તાવો કરશે.

જ્યારે તમે મુખી થાઓ ત્યારે મુખી છતાં પ્રજાના સેવક બનજો. મુખીપણું પ્રજાની સેવાર્થે જ મળવાનું છે.

## મારો સંદેશો

તમારી જમીનો તમને પાછી મળવાની છે. જમીનો રાખનારા દહેવાણના ઠાકોર અને બીજા ભાઈઓને મારો સંદેશો પહોંચી શકતો હોય તો હું તેમને વીનવીને અને આજીજી કરીને કહું છું કે તમે એ જમીનો છોડી દેજો. એ જમીનો તમને પચવાની નથી. વંશપરંપરા તમને ન પળી શકે. ખરું પૂછો તો તમારે એને અડવું જ નહોતું જોઈતું. મેં તો સાંભળ્યું છે કે એ જમીનોના તમે પૂરા પૈસા પણ નથી આપ્યા. ૨૦૦–૩૦૦ રૂપિયાની જમીન ૫–૧૦ રૂપિયામાં લીધી તે કંઈ લીધી કહેવાય ? પણ તમે પૂરેપૂરા પૈસા આપ્યા હોય તોપણ એ જમીનો તમારે રાખવા જેવી નહોતી. તમે જાણતા હતા કે એ જમીન પાડોશીની છે. અને એ સરકાર સાથે સ્વરાજની લડાઈમાં રોકાયેલો હતો એવે ટાણે તમારે તે ન રાખવી જોઈએ. તમે એ વેચાતી રાખી તેથી તો તમને, અમને, આ ભાઇ-ઓને અને સરકારને બધાને આજે મુશ્કેલી પડે છે. તમે ડાહ્યા હો તો તમારી મેળે જ એ જમીનો મૂળ ધણીને પાછી આપી જજો.

અધીરા ભાઈઓને હું કહું છું કે એ જમીન તમારી છે ને તમને મળવાની છે; જો કે કઈ રીતે અને ક્યારે એ અત્યારે હું કહી શકતો નથી. પણ એટલું ચોક્કસ છે કે તે ધારિયાં ઉડાવવાથી નહિ, પણ આત્મવિશ્વાસથી જ, પાછી મળવાની છે. એની વાટાઘાટ અમે કરી લઈશું. જમીનો રાખનારા ધારાળાભાઈઓને, ઠાકોરને અને બધાને મારો વિનયછે, સંદેશો છે, આજીજી છે કે તમે એમ કહેવડાવી દો કે એ જમીનો રાખવામાં અમે ભૂલ કરી છે. સરકારને તમે પૈસા આપેલા છે તેનું થઈ રહેશે. તમે તમારી ખુશીથી જમીનો પાછી

આપો તો સરકાર કંઈ વચ્ચે આવવાની નથી. ધારાળાભાઈઓ પોતે સારા થઈ જાય તો સ્વરાજને પણ બે ડગલાં આગળ લાવી દે.

## સ્વરાજ અને સેન્સસ

સ્વરાજ્યમાં સૌ હશે. ધારાળા શું જંગલીમાં જંગલી કોમ પણ એમાંથી બહાર નહિ રહી જાય. ધારાળાભાઈઓ અત્યારે સરકારને ચોપડે ગુનેગાર કોમ ગણાય છે. રામરાજ્ય હશે તેમાં તો ગુનેગાર કોમ જ નહિ હોય. તેમાં તો એકજ વિભાગ હશે.—હિંદુ હો કે મુસલમાન હો કે કોઈ બીજો ધર્મ પાળનારા હો અથવા તો હિંદમાંની જુદી જુદી ન્યાતના હો–બધા રામરાજ્યની વસ્તી-ગણતરીમાં એક જ કોમ ગણાવાના છે. કારણ બધા હિંદુસ્તાનના રહેવાસી છે. આપણી સેન્સસમાં એવા કોમી કે ન્યાતજાતના સંકુચિત ભેદો ન જ હોય. હોય તો મને ભૂંડું લાગે. ૩૦ કરોડ છતાં આપણે એક રહીએ એનું જ નામ સ્વરાજ્ય. સ્વરાજ્યમાં તો એક કૂતરાને પણ ઇન્સાફ મળે તો મનુષ્યની તો વાત જ શી કરવી ? મારે તો એવું સ્વરાજ્ય મેળવવું છે. એ માટે મારી પાટીદારોને સલાહ છે કે ધારાળા ભાઈઓનો ડર ન રાખશો. તમે પોતે મીઠા હશો તો તે મીઠા થવાના જ છે એવો મને દૃઢ વિશ્વાસ છે.

## રામરાજ્યની ઝંખના

હિજરતી ભાઈઓ સાથે મળીને આજે જે ઠરાવ્યું છે તે હું આ ભરસભામાં જાહેર કરું છું કે ૧૬ મી ને સોમવારે સવારના દસ વાગતાં સુધીમાં તેઓ પોતપોતાના ઘરનો કબજો લેશે. બારૈયાભાઈઓ જો લૂંટેલો માલ ત્યાર પહેલાં જ, રાતની રાતમાં, છાનામાના ધર્મશાળામાં નાખી જશે તો સાચે જ રામરાજ્ય આવી ગયું ગણાશે. હું એ દૃશ્યને ઝંખું છું. રવિશંકર અહીં રહેવાના છે. એ તમારે ઘેરઘેર ફરીને ભીખ માગશે. લોટ કે ચોખાદાળ એને નહિ જોઇએ. તેની ઝોળીમાં તો પ્રેમ રેડજો, વિશ્વાસ રેડજો અને કહેજો કે 'રવિશંકર મહારાજ ! પાટીદારો અમારા ભાઈ છે. અમે ભૂતકાળમાં જે કર્યું તેથી શરમાયા છીએ. હવેથી જે મદદ પાટીદારોને જોઇએ તે અમે આપવાના છીએ.'

જે ધારાળાભાઈઓનો આ પાપકર્મમાં હાથ છે તેમને મારો એ જ સંદેશો છે. એ પોતે શરમના માર્યા કે ગમે તેમ કદાચ અહીં ન આવ્યા હોય તો લોકો એમને મારો સંદેશો ઘેર જઈને પહોંચાડે એવું હું ઇચ્છું છું. રવિશંકર તો એ સંદેશો લઈને નીકળી જ પડેલા છે.

## સૌનો બેલી શ્રીરામ છે

હિજરતીઓને હું કહું છું કે ૧૬ મી તારીખે, બરાબર કહેલા વખતે, તમે ગામમાં દાખલ થઈ જજો; અને બરાબર શુભ ચોઘડિયે તમે ગામમાં પેઠા છો એની મને તારથી ખબર આપજો. હું એ દિવસે મુંબાઈ હોઈશ. તમારા તારથી અમને આશ્વાસન મળશે. આજે હું સરકારને ચિઠ્ઠી નાખવાનો છું કે જેથી સરકાર જાણે કે તમે ૧૬ મીએ ગામમાં પાછા આવવાના છો. ઈશ્વરને સાક્ષી રાખીને આપણે સંધિનું બરાબર પાલન કરવાનું છે. માટે હજી જો કોઈને કાંઈ કહેવું હોય તો સાંજ સુધીમાં કહી શકો છો. ૧૬ મી તારીખે ગામમાં પાછા જવાનો કાર્યક્રમ આજે ધર્મશાળામાં ગોઠવ્યો ત્યારે તમારા ૧૦-૧૨ પ્રતિનિધિઓ હાજર હતા. છતાં તમે પૂછવાનું પૂછી શકો છો. પુરુષોને જેટલો હક્ક છે એટલો જ બહેનોને પણ છે માટે બહેનોને કાંઈ કહેવાનું હોય તો હું જવાબ આપવા તૈયાર છું. બહેનોમાં ડર હશે તો તે પુરુષો કાઢી શકનાર નથી. માટે બહેનોએ ડર છોડી દેવો. બોરસદમાં બહાદુરીથી લાઠીઓ ઝીલ્યા પછી બહેનોને હવે કાંઈ ડરવાપણું ન જ હોવું જોઇએ. સૌનો બેલી શ્રીરામ છે. સ્ત્રીઓનો બેલી પુરુષ નથી; શ્રીરામ છે. ઈશ્વરના દરબારમાં સ્ત્રીપુરુષનો ભેદ નથી. ત્યાં તો બધા સરખા છે. ઈશ્વરના આપણે બધા જંતુ છીએ. ડરવાનું કોઈને કારણ નથી. સ્ત્રીઓની લાજઆબરૂ ઈશ્વરના હાથમાં છે. કરેલો નિશ્ચય હવે ન ફેરવશો. શુભ ચોઘડિયું હવે ન ચૂકશો. ૧૬ મીએ બરાબર ઠરાવેલા સમયે ગામમાં પાછા જજો.

# કજિયાકંકાસ કાઢી નાખો

## સરદારશ્રી

**ભાઈઓ અને બહેનો,**

એક વર્ષ ઉપર આ ગામની પેલી ભાગોળે વડ નીચે મને સભામાંથી પકડી ગયા ત્યારે સભાને બેઠેલી મૂકી હું ચાલી ગયો હતો પણ મારા મનમાં અતિશય થડકાટ ભરાયેલો હતો. મને વિશ્વાસ ન હતો કે તમે જાળવી શક્યા છો એટલી શાંતિ જાળવી શકશો. સરકારનો આરોપ હતો અને બીજા પણ કહેતા હતા કે આ તાલુકાના લોકો તોફાની છે; સહજસહેજમાં ખૂના-મરકી કરે એવા છે. હું આ દારૂગોળામાં ચિનગારી મૂકું છું એવા આરોપસર જ મને પકડેલો. હું કાંઈ ઉશ્કેરણી કરવા આવ્યો ન હતો. હું તો બોલ્યો પણ નહોતો પણ તમે સિદ્ધ કરી બતાવ્યું છે કે તમે અનેક જુલમો છતાં શાંતિ જાળવી શકો છો. વળતી હિંસા કરવાની શકિત છતાં તમે સ્વેચ્છાપૂર્વક જે દુઃખ વેઠી લીધું છે અને તમારી ઇજ્જત વધારી છે એ માટે હું તમને

મુબારકબાદી આપું છું. તમારી વાતો સાંભળીને મને જેલમાં અને બહાર હર્ષ થયો હતો. તમને જે નુકસાન થયું અને તમે જે દુઃખ વેઠયું છે તે વેઠવાની ઈશ્વરે જ તમને શકિત આપી છે. ઈશ્વરે માણસને અપાર દુઃખો સહન કરવાની શકિત આપેલી છે. એણે એવી રચના કરી છે કે જ્યારે દુઃખ સહન ન થઈ શકે ત્યારે માણસ બેભાન થાય છે. પછી જુલમગાર એના પર ગમે એટલો જુલમ છોને ગુજારે ! એને એની ખબર પણ પડતી નથી. બુદ્ધિપૂર્વક દુઃખ વેઠવું એનું નામ જ તપશ્ચર્યા અને તમે તેમ કર્યું છે તેથી જ દુનિયામાં તમારી તારીફ થાય છે.

## કસોટીનો વખત

હવે કસોટીનો વખત આવ્યો છે. લડાઈમાં તો એક જાતનો નશો છે. શરાબનો કેફ હોય છે એમ લડાઇનો પણ એક જાતનો કેફ હોય છે. લડાઈમાં માથાં ફોડાવવા, ગોળી ખાવા સૌ કોઇ તૈયાર થાય છે; પણ લડાઈ પછી, શાંતિના સમયમાં એ બધા કડવા ઘૂંટડા ગળી જવા, શાંતિ જાળવવી અને સંયમ પાળવો એ વધારે કઠણ છે. તમે અત્યાર સુધી જે કર્યું છે એવી વિશેષ કરી બતાવવાનો હવે સમય આવ્યો છે. હવે હું છૂટો છું. અત્યાર સુધી મને અહીં પેસવા દેતા નહોતા. ૧૨ મહિનાથી ખેડૂતો જોડે વાત કરી નથી. મારે તો બધા ખેડૂતોને મળવું છે. પણ અત્યારે એટલો અવકાશ નથી. પણ તમારી પાસે તો આવવું જ જોઈએ એથી હું આવ્યો છું.

લડાઈની શુભ શરૂઆત તમે કરી. તમે એને શોભાવી પણ ખૂબ, હવે એને એથી યે વધારે શોભાવવી તમારે માથે છે. અહીં પાટીદાર અને બારૈયા વચ્ચે તડા પડયા છે એ સાંભળી મને ખૂબ દુઃખ થયું છે. એમાં તમારી પણ કસૂર હશે. ન હોય તો એમ ન બને. તમારી કસૂર હોય તે હવે સુધારી લેવી અને એમની ભૂલો ભૂલી જવી, એમના પર રોષ ન કરવો અને એમને

પશ્ચાત્તાપનો અવકાશ આપવો એ તમારું કર્તવ્ય છે. આજ સુધી એમણે જે કર્યું છે તે એમણે નથી કર્યું; એ તો ત્રીજા પક્ષના હાથમાં હથિયાર બન્યા છે. આપણી લડાઈ બારૈયાઓ સામે નથી પણ જે તંત્રે એમને એવા બનાવ્યા તે તંત્રની સામે છે. બારૈયાઓ ફરી એમ ન કરે એ રમત રમતાં તમને આવડવી જોઈએ. તમારામાં બુદ્ધિ છે, તમારામાં હિંમત છે, અને તમારામાં શક્તિ છે એટલે બાપુએ બતાવેલા માર્ગે ધીરજ અને સંયમ રાખીને ચાલશો તો તમે અમર કીર્તિના ભાગીદાર થવાના છો એ ખચીત માનજો.

## હૈડિયાવેરાની લડતની યાદ

આઠદશ વર્ષ ઉપર જ્યારે બાપુ જેલમાં પડ્યા હતા ત્યારે આપણા ઉપર સરકારે હૈડિયાવેરો નાખ્યો હતો. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ બધા ધર્મોના અને બધી ન્યાતોના માણસો પર એ વેરાનો બોજો પડ્યો હતો. એક બે બહારવટિયાઓને સરકાર ન પકડી શકી એટલે આખી પ્રજાનો એમને સાથ છે. એવો આરોપ મૂકી એ વેરો નાખવામાં આવ્યો હતો. આપણે બધા એની સામે એકસંપીથી લડ્યા હતા. બારૈયાઓ પણ એ લડતમાં સાથે જ હતા. એ દિવસથી દરબાર સાહેબ અને રવિશંકર તાલુકામાં થાણું નાખીને પડેલા છે. જે કામ સરકારથી ન થયું તે રવિશંકરે કરેલું છે; ધારાળાઓને એણે સુધાર્યા છે. ખેડૂતોમાં કે રાસમાં રવિશંકરો પેદા થયા હોત તો આજે બારૈયાઓ વિરુદ્ધ ન હોત; સાથે હોત. રવિશંકરને રાસમાં રહેવાનું કહી દીધું છે. ભાનભૂલેલા બારૈયાઓને સમજાવવાના છે. એમને સમજ નથી. તમારો માલ, પાક અને ઘરબાર એ લૂંટી ગયા એથી શું ? એ માલ એમને પચવાનો નથી. ખરા પરસેવાનો માલ જ માણસને પચી શકે; હરામનો માલ હજુ સુધી કોઈને

પચ્યો નથી અને પચવાનો નથી. એ ઈશ્વરનો ઇન્સાફ છે. જગત ધર્મ પર ચાલે છે; હરામનો માલ જો પચતો હોત તો સૃષ્ટિ ચાલે જ નહિ. જેણે બારૈયાઓ પાસે આ કામ કરાવ્યું છે એણે અઘોર પાપ કરાવ્યું છે.

## બારૈયાભાઈઓને

બારૈયાભાઈઓએ સમજી લેવું જોઈએ કે આ લડત બધાના કલ્યાણ માટે છે. આ લડતમાં તમારાથી સાથ ન આપી શકાય તો તે સમજી શકાય એમ છે, પણ જે લોકો દેશની ખાતર લડે છે એમની જમીનો તમારાથી કેમ રખાય ? તમે તો ધારિયાં રાખનારા—બહાદુર હોવાની એંટ રાખનારા, તમે દેશની ખાતર લડનારાની કમરમાં પાછળથી કટાર મારો એ કંઈ બહાદુરીનું કામ ન ગણાય. રાસના પાટીદારો સરકાર સામે લડતા તે કંઈ બારૈયાઓને મારવા માટે નહિ. એ તો અઢારે કોમનું કલ્યાણ કરવા માટે, સ્વરાજ માટે લડતા હતા. એમની પાસે એ લડત લડાવનારા પણ અમારા જેવા જ છે; એમને તમારાથી દગો કેમ દેવાય ? તમે ભૂલા પડ્યા છો: તમને દુષ્ટ માણસે ભુલાવવામાં નાખ્યા છે. તમે હવે સમજો અને સીધે રસ્તે આવી જાઓ.

મહિને, બાર મહિને કદાચ ફરી પણ લડવું પડે. અમારા જેવા માણસને તો સ્વરાજ નથી ત્યાં સુધી લડવાનું અને સ્વરાજ મળ્યા પછી સ્વરાજની નવી તંત્રરચનામાં ખપી જવાનું રહેવાનું. સ્વરાજ્યમાં કજિયાકંકાસને સ્થાન ન હોય. સ્વરાજ્ય જોઈતું હોય તો અત્યારથી કજિયાકંકાસ કાઢી નાખો.

## લડાવનારા ચાલ્યા જશે

હવે હિજરતીઓ બધા ગામમાં પાછા આવશે. લડાવનારા ચાલ્યા જશે પણ તમારે તો હમેશાં સાથે જ રહેવાનું છે. હવે ગઈગુજરી ભૂલી જાઓ; અને ફરી ફરી એવી ભૂલો ન કરો

એને માટે તૈયારી કરો. બે કોમો વચ્ચે જે અંટસ પડેલો છે તે ભાગવાનો પ્રયત્ન કરશે તે પુણ્યશાળી ગણાશે એ આજે જ સમજી જાઓ; મોડા સમજશો તો કોઈને ફાયદો નથી. એક કોમને બીજી કોમ સાથે જે લડાવે છે તે રાક્ષસી માણસો છે. પુણ્યશાળી તો મહોબત કરાવે; ગળાં કાપતાં, ચોરી કરતાં, લૂંટ કરતાં, ડાકુનું કામ કરવાં જે શિખવાડે છે તે નાદાન છે. તમને એવા માણસોએ અઘોર પાપને ચડાવ્યા છે. તંત્ર ચલાવનારાનો એવો ઉદ્દેશ ન હોય. એ તો નાના માણસોનું કામ છે. તમો પૂચ્છો છો કે પાટીદારો અને બારૈયાઓ પેઢી દર પેઢી સુધી એક બીજાનાં ગળાં કાપ્યા કરે ? તમે જાણો છો કે જમીનો એના મૂળ ધણીને પાછી ન મળે ત્યાં સુધી રાસમાં કદી શાંતિ થવાની નથી, અને રાસમાં જ્યાં સુધી અશાંતિ છે ત્યાં સુધી ગુજરાતમાં અને આખા હિંદુસ્તાનમાં શાંતિ ન જ હોઈ શકે. મૂળ ધણીને એમની જમીનોના ઇંચે ઇંચ નો કબજો નથી મળ્યો ત્યાં સુધી લડાઈ ચાલુ રહેવાની છે. જમીનો કોઈને પચી નથી અને પચવાની નથી. દહેવાણનો ઠાકોર હોય કે મોટો ચમરબંધી હોય–બધાએ સમજવું પડશે કે સ્વરાજ્ય ચલાવનારા કંઈ ઉપરથી પડવાના નથી; સ્વરાજ્ય ચલાવનારા તો સ્વરાજ-માટે અત્યારે લડનારા છે એમાંના જ હશે. લડાવનારા ચાલ્યા જશે. સ્વરાજ્ય મળ્યે પણ એ જમીનો મૂળ માલિકોને પાછી સોંપ્યા વિના કોઈનો છૂટકો નથી. જેણે તમને લૂંટચોરી કરવા અને હરામની જમીનો રાખવા ઉશ્કેર્યા છે એણે તમને ધોકો આપ્યો છે—તમારા ગળામાં ઘંટ બાંધ્યો છે. એ ઘંટ કાઢી નાખો; કારણ પરિણામે એથી દુઃખ પડવાનું છે. પણ ભૂલ્યા આ વખતે ફરીથી લડાઈ ઊપડે તો તમે ને હું દુશ્મન સામે સાથે રહીને લડીએ; ફરી હિજરત કરવી પડે તો રાસમાંથી પાટીદારોનાં ૧૦૦ ઘરો જ નહિ પણ પાટીદાર અને બારૈયાઓનાં મળીને નવસેંએ ઘરો ખાલી થવાં

જોઇએ; તમારે બધાંએ એક કુટુંબ તરીકે રહેવું જોઈએ. તમારા મનમાં એટલો બધો અંટસ શા માટે ભરાયો છે ? તમે પાટીદારને ગાળ દો તુંકારો કરો એથી શો લાભ ? એ બધું એ સાંખી લે છે અને સાંખી લેવાની જ મેં તેમને સલાહ આપી છે, કારણ તેથી તમારું મોઢું ખરાબ દેખાવાનું છે—તમારું મોઢું ગંધાવાનું. એનું પરિણામ સારું ન જ આવે. તમે એ ગાળો કોઈની દેવડાવી દો છો એ પણ હું જાણું છું. આખરે તમારી શક્તિ કેટલી છે એ પણ મારી જાણ બહાર તો નથી જ.

## ગરજ હશે તો આપવા આવશે

મુખીપણામાં તો હું કાંઈ જોતો નથી. એ તો દૂબળાનું કામ છે. મુખીપણામાં શું મળે છે ? રોજના ૭ પૈસા (હસાહસ) એથી ગામમાં પટેલાઈ કરવાનું અને રૂબાબ પાડવાનું મળે—જો શક્તિ હોય તો. પણ એથી શું ? સરકારના એક પટાવાળા આગળ પણ મુખીઓ કેટલી ખુશામત કરે છે ? રાજ્ય ચલાવવા લાયક માણસ એક ચપરાશી આગળ એમ કરે એથી મને તો ખૂબ દુઃખ થાય છે—માથું કાપવા જેવું લાગે છે.

મુખીપણાં અત્યારે કોને આપેલા છે તે તો જુઓ. મુખીપણાં અત્યારે નાગાને આપેલાં છે. રાજ્યતંત્ર કંઈ એથી ઓછું જ ચાલવાનું છે ? મુખીપણું તો ગામના રક્ષણાર્થે હોય તો જ કામનું. લડાઈના વખતમાં સારા માણસો સરકારને પડખેથી ખસી ગયા એટલે હાથમાં આવ્યા તેને અત્યારે તો મુખીપણાં વળગાડી દીધેલાં છે. શાંતિના સમયમાં એવા માણસો ન ચાલે. એ તો મૂળ ધણીને પાછાં આપવાં જ પડવાનાં છે. પણ અત્યારે આપણે એની તો વાત પણ ન કરીએ. સરકારને સત્તરવાર ગરજ હશે તો એ તમને પાછાં આપવા આવશે. હું તમને લખી આપવા તૈયાર છું કે તમે અધીરા નહિ થાઓ તો સરકાર તમારી દાઢીમાં હાથ

ઘાલતી આવશે અને કહેશે કે મુખીપણું લો. મુખીપણામાં પણ કાબેલ માણસનું કામ છે. બીચારા બારૈયાઓએ મુખીપણાં ક્યારે કર્યાં છે? એકાદ ગુનો થયો તો તેના રિપોર્ટ વખતે જ એ ભરાઈ પડવાના. અમલદારોને લાડુ, દૂધપાક અને શિખંડના જમણો જોઈએ તે બીચારા બારૈયા ક્યાંથી લાવશે? એ તો લટકી જવાના.

પણ તમારી પાસે મુખીપણું આવે ત્યારે તમે એને શોભાવજો. તમે કોઈની ખુશામત ના કરશો અને કોઈને રંજાડશો નહિ, સ્વપ્ને પણ કોઈના પર દંશ ન રાખશો અને સમજીને પણ મારામારી ન કરશો.

## કલ્યાણ થઈ જશે

પાટીદારના મનમાં ડર ન હોય. અહીંના ૬૦૦ ઘરનાં પાટીદારે ૩૦૦ ઘરના બારૈયાઓથી ન ડરે. અને જો ડરે તો હું તેમની સાથે ન રહું. ડરપોકનું હું મોં નથી જોતો. તમને મેં બહાદુર કલ્પ્યા છે. હું અહીંથી પકડાયો ત્યારે મેં તમારી આંખમાં ખૂનસ જોયેલી અને અત્યાર સુધીની લડતમાં મેં તમારી બહાદુરી જોઈ છે. હવે તમારે ડરવાનું ન હોય. કોઈ બારૈયો અટકચાળું કરશે તો એ જ પસ્તાશે. તમારે ધર્મને રસ્તે ચાલતાં કંઈ ગુમાવવાનું નથી અને કોઈથી ડરવાનું નથી.

ધર્મને રસ્તે ચાલતાં ધારો કે આપત્તિ આવે, અને કુરબાની થાય તો તેથી પણ શું? એથી તો રાસનું કલ્યાણ થઈ જશે. એક બારૈયો ગાંડો થયો અને એણે એકનું ગળું કાપ્યું તો કંઈ નહિ પણ તમે સામો જવાબ આપશો-ઘા કરશો તો તેનું વેર પેઢી દર પેઢી સુધી પહોંચશે. જો એ મારશે તો ખાતરી રાખજો કે એ જ મરશે. હવે સરકાર ગાંડાં કાઢનારને સાથ નથી દેવાની.

## સરકારનો રસ્તો

બારૈયાઓ સમજે તો આપણે તો એકના એક છીએ; લડાવી-મારનાર જ પારકા છે. એમનો તો હાજરીનો રસ્તો છે—અંગૂઠા પકડાવવાનો અને હેડિયાવેરાનો રસ્તો છે. તમારા જે બારૈયાભાઈ-ઓ જેલમાં છે એમને પણ તમારાં કૃત્ય નથી ગમ્યાં એ હું તમને જણાવું છે. તમે સીધા નહિ થાઓ તો સરકાર પાસે તો ધોકા સિવાય બીજો કોઈ ઉપાય નથી. અને તમારી ગરજ હતી એ દહાડા હવે જતા રહ્યા છે. એને ઊભી આબરૂએ રાજ્ય કરવું છે. બ્રેઇલ્સફર્ડે રાસ વિષે ખૂબ લખ્યું છે. એણે વાઇસરોયને પણ વાત કહી કે આવું કામ તો રાક્ષસ પણ ન કરે. એ બધાની સરકારના માણસો પર અસર થઈ જ હશે. નિર્ભય થશો અને તમારી રામધૂન સાચી હશે તો ભગવાન તમને સાથ આપવાનો છે.

## રાસ અમર થવાનું છે

સ્વરાજ્ય વિના આ લડત બંધ નથી રહેવાની. રાસે આ લડતમાં અગ્રસ્થાને છે. સ્વરાજની આ લડતમાં તમે બધા ખપી જાઓ તોપણ મને તો આનંદ જ થવાનો છે. કારણ ઇતિહાસ-માં એથી રાસ અમર થવાનું છે. તમારા ગામના વડ તળેથી મને પકડ્યો એ મને ફાવ્યું. તમને દુઃખ પડે એથી મને પણ દુઃખ જ થાય પણ દુઃખથી જ સુખ આવે છે. તમારી જે કસોટી થઈ છે તેથી હું રાજી થયો છું. તમે હુંકારાતુંકારા સાંભળ્યા છે; તમે ન જોયેલું દુઃખ જોયું છે; પણ તમને એથી જે ઇજ્જત મળી છે તે તમે કદી નહિ કલ્પેલી એવી છે. ઠેઠ અમેરિકા સુધી તમારી આબરૂ પહોંચી ગઈ છે.

તમારા બેપાંચ લાખ ગયા પણ એથી શું? એ તો ઈશ્વર કરશે તો કાલે પાછા આવશે. હાથપગ સાજા હોય તો ખેડૂતને તે પેદા કરી લેતાં કેટલી વાર!

## પ્રતિજ્ઞા પાળજો

તમે જે પ્રતિજ્ઞા કરી છે તે પાળજો. ૧૬ મી એ ઘેર આવજો અને અહીં કહ્યું છે તેનો સમજીને અમલ કરજો. હવે તો દરબાર સાહેબ ઘેર આવ્યા છે અને રવિશંકર અહીં રહેવાના છે. હવે તમે સાથ વિનાના કે સૂના નથી. હવે બહારના લોકો પણ તમને બહુ જોવા આવશે. માંડવાઓમાં તમે જેવા શોભો છો એવા જ ગામમાં પણ શોભજો. સ્વદેશી માલ જ વાપરજો અને ખાદી સિવાય બીજું કોઈ પણ વસ્ત્ર ન પહેરશો. સૂતરના તો ઢગ કરજો. સદા સત્ય અને ધર્મને રસ્તે જ ચાલજો. ઈશ્વર તમને શક્તિ આપો અને તમારું કલ્યાણ કરો.

---

# સુણાવની શાંતિમાં

[ રાસથી ઊપડી રાતે જ ૯ા–૯ાા ના શુમારે બાપુજી અને સરદારશ્રી સુણાવ આવી પહોંચ્યા. સભા સીમમાં દોકરડાની વાવ આગળના વિશાળ મેદાનમાં ગોઠવી હતી. ફરતે પાંચ પાંચ ગાઉથી આવેલાં સ્ત્રી પુરુષોની વીસ હજારની મહામેદની અગાઉથી જ ખૂબ જ વ્યવસ્થિત રીતે વર્તુલાકારે ત્યાં બેસી ગઈ હતી. આકાશમાંથી અંધારી રાતની ચાંદની દ્વારા કોઈ અદ્દ્ભુત શાંતિ નીતરી રહી હતી. અને આ મહામેદની જાણે એ ચાંદનીની શાંતિની સ્પર્ધા માંડી બેઠી હતી. ]

# મીઠો ઠપકો

## ગાંધીજી

**ભાઈઓ અને બહેનો,**

અત્યારે મોડી રાતે, આખા દિવસની ધૂળ ખાધા પછી અને બે ત્રણ મોટી સભાઓમાં ભાષણ કર્યા પછી, અહીં પણ, તમારી આગળ મોટું ભાષણ કરવું અશક્ય છે. અને આટલી બધી શાંતિ અહીં પથરાઇ છે તે ન હોત તો કંઈ પણ કહેવું અશક્ય થઈ પડત.

તમારું બાર માસનું વિવરણ મારી પાસે છે. એ મારી આગળ વાંચવાનો ઇરાદો હશે પણ હું ધારું છું કે આ મોડી રાતે દયા-ભાવે જ તે વાંચવાનું મુલતવી રાખ્યું છે. પણ હું તેનો ઘણોખરો ભાગ અક્ષરશઃ વાંચી ગયો છું. છેલ્લો પૅરેગ્રાફ તમારે સૌએ જાણવા જેવો છે. એમાં જણાવેલું છે કે અહીંના ખેડૂતે ૬૯, ૧૬૭ રૂ. નું મહેસૂલ ન ભરવા માટે ૨,૩૨,૫૧૩ રૂ. નું નુકસાન વેઠયું છે. અને અત્યારે

એવી દશા થઈ ગઈ છે કે ખાસ દેવું કર્યા સિવાય તેનાથી આ મહેસૂલ ભરી શકાવાનું નથી.

## દળીદળીને કુલડીમાં

સુણાવ વિભાગે જે દુઃખ વેઠ્યાં છે અને જે બહાદુરી કરી છે એનું આ વિવરણમાં સુંદર વર્ણન છે. પણ આપણામાં કહેવત છે કે દળીદળીને કુલડીમાં વાળ્યું એમ છેલ્લો પૅરેગ્રાફ લખી લેખકે બધું ધોઈ નાખ્યું છે. લખનારે એ ઇરાદાથી નહિ લખ્યું હોય પણ પરિણામ તો એમાંથી એમ જ આવ્યું છે.

જો અગણ્યોતેર હજારનું મહેસૂલ ન ભરવા માટે તમે બે લાખનું નુકસાન વેઠ્યું હોય તો તો તમારા જેવા કોઈ મૂરખ નહિ. પણ સુણાવના માણસો એવા મૂરખ છે એમ તમારી મંડળીના દેદાર જોતાં માલૂમ પડતું નથી. તમે તો ચતુર જણાવ છો, તમે તમે તો બહાદુર છો. તમે જે લડત માંડી છે એ મહેસૂલ નહિ ભરવા માટે નહિ, પણ સ્વરાજ માટે. રૂપિયાની વાત તો એવી છે કે આતો અગણ્યોતેર હજારનું મહેસૂલ છે પણ ૧ રૂપિયાનું મહેસૂલ હોય તો પણ શું? તમે તો મોટું દ્વંદ્વ રચ્યું હતું. એક બાજુ હિંદના કીડી જેવા માણસો અને બીજી બાજુ અગણિત પશુબળ-વાળી આખી મહાન સલ્તનત. એ એનાં બધાં સાધન લઈને રૂા. ૧ નું મહેસૂલ માગવા આવે તોપણ તમે કહો કે એ એક રૂપિયો પણ છૂટે એમ નથી; એ એક રૂપિયો ન છોડતાં વર્ષો વર્ષો ચાલ્યાં જશે અને અમે ખુવાર થઈ જઈશું તોપણ શું? હજી તો તમે સર્વસ્વ નથી ખોયું; કારણકે તમે મને થેલી આપી છે! પણ ધારો કે તમે સર્વસ્વ ખોયું અને પછી કહો કે હવે રૂપિયો કેમ આપી શકાય? તો હું તો કહું કે સ્વરાજ લેતાં લેતાં દેવું કરીને પણ એ રૂપિયો આપવાનો છે. કારણ સ્વરાજ મળ્યે તે આપવા આપણે વચનથી બંધાયા છીએ. અને સ્વરાજની કિંમત એ રૂપિયા કરતાં

વધારે છે. પણ તમે જો એમ લખ્યું હોત કે મહેસૂલની વાત અત્યારે કેવી ? સ્વરાજ લાવો ને મહેસૂલ લઈ જાઓ તો એ યોગ્ય હતું. બાકી ખુવાર થવાની તો આપણે પ્રતિજ્ઞા કરી છે એટલે જ હું કહું છું કે આ લખાણથી કર્યું કારવ્યું બધું ધોવાઈ જાય છે.

## મુદત માગી શકો છો

પણ સંધિની વાતમાં તો એમ છે કે જેનાથી મહેસૂલ ન અપાય તે ન આપે. દેવું કરીને કોઈએ મહેસૂલ ભરવાનું સંધિમાં છે જ નહિ. જેમણે મહેસૂલ નથી આપ્યું અને નથી આપી શકે એમ એ કહી શકે છે કે અમે ખુવાર થઈ ગયા છીએ. હમણાં અમારી પાસે પૈસા નથી; પછી મળશે. સરકાર શરત પ્રમાણે એવાઓ માટે મહેસૂલ મોકૂફ રાખવા બંધાયેલી છે. તમારી સ્થિતિ અત્યારે એ ભરપાઈ કરવા જેવી ન હોય તો પણ તમે મુદત માગી શકો છો. એ મુદત પૂરી થઈ જાય તેના પહેલાં સ્વરાજ મળે તો પછી મુદતની વાત શું ? દેવું કરીને પણ એ વખતે એ ભર્યું હોય તો શો વાંધો ? જો કે સ્વરાજની સત્તા તમે જે સહન કર્યું છે જોઈને બધું મહેસૂલ મોકૂફ અથવા માફ પણ કરે. મારા કહેવાનો મુદ્દો તો એ જ છે કે તમે આ નુકસાનને વચ્ચે નથી લાવી શકતા.

સંધિમાં કઈ જાતની શરતો થઈ છે એ અત્યારે સંભળાવવા નથી બેઠો. એ તો મેં બીજે ઠેકાણે સમજાવી છે. નવજીવનમાં તે છપાઈને પણ આવશે એટલે તમે તે વાંચી સમજી લેશો. તમારો પૅરેગ્રાફ વાંચીને વિચાર આવ્યો એટલે જ આ એક શરત તો સમજાવી દીધી.

## ગુજરાતના ખૂણે ખૂણે

તમે જે દુઃખ ભોગવ્યું છે તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. પણ દેશમાં ને ગુજરાતમાં એવો કયો ખૂણો છે કે જ્યાં લોકોએ આ લડતમાં દુઃખ સહન કર્યું નથી, બહાદુરી નથી બતાવી ? ત્રાજવું

લઈને બેસો તો કહેવાય કે અમુક ઠેકાણે લોકોએ વધારે બહાદુરી બતાવી છે અને અમુક ઠેકાણે ઓછી બતાવી છે, પણ બહાદુરી તો સૌ બતાવી છે એ નિર્વિવાદ છે. સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે કરે, એક બીજાને ચડી જવાનો વિચાર રાખે અને એ એક બીજાથી દૃઢ બને.

હું માનું છું કે હવે પછી કરવાનું જે બાકી છે તે કરો તો સ્વરાજ આપણા હાથમાં છે. પ્રથમ એ કે સંધિમાંની આપણને લાગુ પડતી શરતોનું આપણે પૂરેપૂરું પાલન કરીએ. બીજું સર્વાંગે ખાદી ધારણ કરીએ અને વિદેશી કાપડનો બહિષ્કાર કરીએ. ત્રીજું શરાબને દેશવટો દઇએ; અને એમ કરતાં ક્યાંયે બળાત્કાર ન કરીએ. ચોથું હિંદુ મુસલમાન વગેરે બધા ધર્મના અને બધી કોમના માણસો વચ્ચે સારામાં સારું ઐકય સ્થાપીએ. સંધિના સમયમાં જો આ ચાર બાબતો સાધતાં સ્વરાજ ન મળે તો આપણું શસ્ત્ર તો છે જ. અંતમાં મારે કહેવું જોઇએ કે બાળકો પણ આ લડતને સમજી ગયા છે. વાનરોએ અને સ્ત્રીઓએ આ યુદ્ધમાં જે ભાગ ભજવ્યો છે એનાથી હિંદની કીર્તિ ઉજ્જવળ થઈ છે. ઘણે ભાગે આપણે સત્ય અને અહિંસાને વળગી રહ્યા છીએ. જેટલે અંશે આપણે હવે પછી આપણે એને વળગી રહીશું એટલે અંશે આપણો જય છે એ વિષે મને મુદ્દલ શક નથી.

# રહસ્ય

## સરદારશ્રી

**ભાઈઓ અને બહેનો,**

આટલા બધા ભાઈઓ અને બહેનો આટલી મોડી રાત સુધી ભેગા થઈને બેઠેલા છો એટલે તમને નિરાશ કરવા મને ઠીક નથી લાગતું. તમારી સાથે કાંઈક વાત કરવા પણ હું માગું છું.

તમારું નિવેદન મેં વાંચ્યું નથી; પણ તમે શું કર્યું છે તે મને ખબર છે. મારે નિવેદન વાંચવાની જરૂર નથી, તમે અગણ્યોતેર હજાર ખાતર બે લાખ ખોયા તે હિસાબ બરાબર નથી. હું તો એથી પણ આકરો હિસાબ ગણાવું. હાથમાંનું એક ચપટી મીઠું છોડાવવા માટે પોલીસે કેટલાય સત્યાગ્રહીઓનાં માથાં ફોડ્યાં છે, અને માથાં ફૂટવા છતાં કેટલાય જણે મીઠું નથી છોડ્યું. તમે એમને મૂરખ કહેશો? કદી નહિ. એ મીઠાની લડાઈ નહોતી તેમ આપણે ૬૯૦૦૦ ની કે થોડા મહેસૂલની લડત નહોતા લડતા—સ્વરાજની લડત લડતા હતા. લડત આપણે સમજપૂર્વક માંડેલી છે. માત્ર

મહેસૂલની લડત હોત તો તે સહેજે લડાવી શકાત. એમાં આટલું નુકસાન પણ ન થાત. એવું મને ખૂબ આવડે છે. બારડોલીની લડત નહિ જેવા નુકસાનથી જ લઢી લેવામાં આવી હતી. એ જ પ્રમાણે માત્ર મહેસૂલની જ લડત ઉપાડવી હોત તો આ વખતે આખા ગુજરાતમાં સહેલાઈથી ઉપાડી શકાત. આજે દરેક વસ્તુના ભાવ ઘટી ગયા છે એ જોતાં મહેસૂલનો સામાન્ય રીતે ભારે બોજો ખેડૂત પર વધારે ભારે બન્યો છે. સરકારને એ લડતમાં તરત કડદો કરવો પડત. પણ રાત થોડી અને વેશ ઘણા એવી વાત છે. ઠેરઠેર નાની લડતો ક્યાં સુધી લડવી ? એકીસપાટે બધું દુઃખ જાય એવી એક જ લડત એક જ વખત શા માટે ન લઢી લેવી ?

હવે મહેસૂલ ભરવાના રૂપિયા ક્યાંથી લાવવા એ ફરિયાદ શા માટે ? જેની પાસે રૂપિયા ન હોય તેની પાસે પણ મહેસૂલ લેવાનું છે એવું સંધિની શરતોમાં ક્યાં લખેલું છે ? જેને ભારે નુકસાન થયું છે, જે આ લડતમાં ખુવાર થયા છે તેમને પૂરતી મુદત મળવાની જ છે.

## સરવૈયાં કાઢવાની હજી વાર છે

પણ આજે મારે સમજવાની વસ્તુ તો એ છે કે તમારી તાકાત કેટલી છે ? તમે થાકી ગયા છો કે લડવું પડે તો હજી કેડ બાંધીને લડવાના છો ? તમે જો સુલેહના સાચા સ્વરૂપને નહિ ઓળખો તો મુશ્કેલી થવાની છે. કેમકે આ સુલેહ છેવટની નથી. એ તો મસલત પૂરતી છે. સરકાર કહે છે કે ‘ આવો અને અમારી સાથે બેસીને વટાઘાટ કરો, ચર્ચા કરો, દલીલ કરો; અમારી દાનત સાફ છે. ’ ત્યારે આપણે કહીએ છીએ કે તમારી દાનત સાફ હોય તો બતાવો; બેસીને આપણે વાત કરીએ. લડત એમ સમજીને આપણે મુલતવી રાખી છે. વાટાઘાટ કરતાં, મસલત ચલાવતાં આપણે જોઈએ છે

તે ન મળે તો લડવાનું તો ઉભેલું જ છે. સુલેહની શરતોમાં થયો છે એ કંઈ છેવટનો હિસાબ નથી. એ તો હજી બાકી જ છે. એટલે નફાતોટાનું તમારું સરવૈયું ભૂલભરેલું છે. હજી સરવૈયાં કાઢવાની વાર છે.

હિંદમાં ઘણા માણસોએ જુદી જુદી જાતના ભોગ આપ્યા છે. આપણી પાસે તો થોડો ઘણો માલ હતો તે જ લૂંટાઈ ગયો છે. જેઓ ગોળી ખાઈને આ યુદ્ધમાં ખપી ગયા છે એમનો બદલો કાંઈ આપી શકાવાનો છે? મૂર્ખાઈનું કામ તો એ છે કે સરકારે પંપના ભાગ કાઢી જઈને સોના જેવો પાક બગાડચો. એ ન આપણા હાથમાં આવ્યો, ન એના. પણ ખેર. તમારી કસોટી કરી જોઈ. જો કે હજી પૂરી કરી જોઈ છે કે નહિ તેની તો મને ખબર નથી.

## એક જ કારણ

હું તો પહેલેથી જેલમાં જઈને બેઠેલો. પણ જેલમાં મને તમારી વાતો મળતી હતી. તમે ઠીકઠીક પાણી બતાવી રહ્યા છો એ જાણી મને આનંદ થતો હતો. સુણાવ પર શી શી વીતી છે તે મેં સાંભળ્યું છે. પણ રાસના પ્રમાણમાં તમને ઓછું દુઃખ પડચું છે. ત્યાં તો પાટીદારો અને બારૈયાઓ વચ્ચે ઝઘડા થયા છે. તમારે ત્યાં એવા કજિયા નથી ત્યારે તમે પાટીદારો અંદર અંદર લડો છો એવી મને ખબર મળી છે. હમણાં લડત મુલતવી રહી છે તે દરમ્યાન તમે સમજી જાઓ. અંદર અંદરનાં વેરઝેર ભૂલી જાઓ. કુટુંબ-ક્લેશ કરનારને ત્યાં સ્વરાજ નથી આવવાનું એ નિર્વિવાદ છે.

ખેડૂતોને હું રખડી રખડીને સમજાવું છું કે તમારા જેવા મૂરખ દુનિયામાં બીજા કોણ છે? તમે તન તોડીને મહેનત કરનારા અને આખી દુનિયાનું પોષણ કરનારા છતાં તમે પોતે તો ભૂખે મરો છો! તમારે રહેવા જોઈએ એવાં હવા–અજવાળાંવાળાં સ્વચ્છ મકાનો નથી; અને કાંઈ પણ ન કરનારા મહેલમાં વસે છે અને લહેર કરે

છે. એ લોકો મોટી મોટી સત્તા ભોગવે છે; જ્યારે તમને સૌ ઠોકરે મારે છે! એનું એક જ કારણ છે. અને તે એ કે તમારામાં સંપ નથી. હું તમને સલાહ આપું છું કે આજ સુધી ગમે તેમ કર્યું, હવે એવું ન કરશો અને પડેલી ફાટો સાંધી દેજો. એકબીજાને માફ કરીને કસુંબા પીજો અને લડાઈ ફરી ઊપડે ત્યારે એકસંપીથી લડવાને તમે સૌ તૈયાર રહેજો.

## પાળજના બારૈયાઓને

પાળજમાં કેટલાક બારૈયા આ લડતમાં તમારી વિરુદ્ધ પડેલા એવું મેં જાણ્યું છે. પણ બારૈયા અજ્ઞાન છે. એમને ચડાવનારાઓ મળ્યા છે. રાસના બારૈયાઓને સમજાવ્યું એમ પાળજના બારૈયાઓને હું કહું છું કે કજિયા કરનારા ચાલ્યા જવાના છે. અત્યારના સત્તાધીશોની સત્તા ઝૂંટવી લીધા વિના અમે બેસવાના નથી. એ ચાલ્યા જવાના છે અને આપણે તો અહીંના અહીં રહેવાના છીએ. આપણે મૂર્ખ હોઈએ તો અંદર અંદર લડીએ. બારૈયાઓને પજવવાની કોઈની દાનત નથી. હરામની જમીનો રાખવામાં પણ જો દાનત ખરાબ હશે તો હું એમને ચેતવણી આપું છું કે એક તસુ જેટલી જમીન પણ જ્યાં સુધી એના મૂળ માલિકને મળી નથી ત્યાં સુધી તાલુકાની, ગુજરાતની કે દેશની લડત બંધ પડવાની નથી અને અમે શાંતિથી બેસવાના નથી. સારી સારી જમીનો પાણીને મૂલે વેચાતી જોઈ જેના મોંમાં પાણી આવ્યું હોય તે મૂરખ છે. એવી લાલચમાં પડનારે સમજી લેવું કે એ બધી જમીનો એના મૂળ માલિકને પાછી સોંપવી જ પડવાની છે. હરામનો માલ કોઈને પચવાનો નથી. એ તો કાચો પારો છે. જે ખાશે એને સોંસરો નીકળી જવાનો છે. ખેડૂતોને હમેશાં ખાતરી હોવી જોઈએ કે અમારી જમીનો કોઈથી રખાવાની નથી; ધરતી તો અમારી માતા છે. માતા પાસેથી બાળકને કોણ છૂટા પાડી શકે એમ છે? એ તો પ્રાણ ગયે જ છૂટે.

## દેદાર સુધારી દેજો

તમે લડતમાં ઠીકઠીક પાણી બતાવ્યું એ માટે હું તમને મુબારકબાદી આપું છું. પણ એથી શું ? તમને ખબર છે કે તમારી આખા હિંદુસ્તાનમાં આજે વાહવાહ બોલાઈ રહી છે ? બોરસદ તાલુકાએ ભારે કરી એમ જ્યાં ત્યાં આજે બોલાઈ રહ્યું છે. તમે બે પાંચ લાખ બગાડ્યા છે પણ એથી તમને કેટલી ભારે નામના મળી છે તે તમે નથી જાણતા; પણ હું જાણું છું. ચડાઉ તો તમારા જેવા કોઈ નથી એ હું જાણું છું. મિથ્યાભિમાનનો તમારામાં પાર નથી. પૈસાની તમને પરવા નથી. નામના ખાતર તમે મોટાં મોટાં ખર્ચ કરો છો. મોટા મોટા જમણવાર કરો છો. ગમે તેમ કરીને પણ તમને પટલાઈ કરવાનો શોખ છે. પણ આ તો સાચી કીર્તિ છે. દેશપરદેશથી તમને ઘણા માણસો જોવા આવી ગયા અને હજી ઘણા આવશે પણ તે વખતે કોઈ આંગળી કરશે કે 'સ્વરાજ્ય લેવાવાળા આ કે ? એમના દેદાર પરથી તો એ સ્વરાજ લે એવા લાગતા નથી. અને કદાચ એ લેશે તો પચાવી શકવાના નથી.' તો આબરૂ જશે. માટે દેદાર સુધારી દેજો.

## તલવારો ઘસી રાખજો

હજી લડાઈમાં આપણે ભરદરિયે બેઠા છીએ. બ્યૂગલ વાગે ત્યારે કાન સરવા રાખજો. મરવાનું તો એક વખત આવે છે; કોઈને બે વખત આવતું નથી. આપણે મરણથી ડરવાનું હોય ? આપણે તો ૩૩ કરોડ છીએ. આપણામાંના કરોડોને ભૂખમરો છે. સ્વરાજની લડત લડતાં એમાંના થોડાઘણા ખપી જઈશું તો ઊલટું સુખ થશેઃ બાકીનાને સુખે રોટલો ખાવાની તક મળશે; એક કરોડ, બે કરોડ કે પાંચ કરોડ મરશે તો એમની ઓલાદ સુધરી જશે. નામર્દ તરીકે જીવવું એના કરતાં તો મરવું સારું. માટે કોઈ

આંગળી ન કરે તે સાચવજો. તમારી તલવારો ઘસી રાખજો. એના પર કાટ ન ચડવા દેશો. પોતાના હકની ખાતર જે ન લડે તે માણસ નથી; જાનવર છે. બળદના નાકમાં નાથ ઘાલીએ છીએ, એને આર મારીએ છીએ ને એની પાસે ભાર ખેંચાવીએ છીએ તો પણ તે બોલતો નથી. આપણે શું બળદ છીએ તે પારકાની જૂંસરી સહન કરીએ ?

## આખરનો મામલો

હું તો એવું માનનારો છું કે રાજ્ય તો ખેડૂતનું જ હોવું જોઈએ. તમારા અગણ્યોતેર હજારની મને કંઈ પડી નથી. અમારે તો સત્તા જોઈએ છે એવી તમને સમજ પડી જવી જોઈએ. સુણાવમાંથી દર વર્ષે એ ૬૯૦૦૦ લઈ જાય છે પણ એ લેવાનો એને શો હક છે ? એમાંના કેટલા કેવા કામમાં ખર્ચાય છે ? એ બદલ એ તમારા કલ્યાણના કામમાં કેટલું ખર્ચે છે એનો તમારે હિસાબ લેવો જોઈએ. આ લડાઈ છે તે એ સત્તા મેળવવાની છે; વિઘોટીની નથી. આ વખતે આખરનો મામલો છે એની સરકારને ગમ પડી ગઈ છે. એથી જ એણે આપણને કહ્યું છે કે 'તમે આવો; આપણે ભેળા બેસી વાત કરીએ. તમારી મહાસભા એક મહાન સંસ્થા છે. તમારો આગેવાન એક મહાન પુરુષ છે—ધર્મિષ્ઠ નર છે.' સરકાર હવે આટલી સીધી વાત કરે છે તેથી જ મહાસભા-એ લડત મુલતવી રાખી છે. અત્યારે જે શરતો થઈ છે એ તો માત્ર સંધિની શરતો છે; એ આખરી શરતો નથી. આખરી ફેંસલો જ્યારે થાય ત્યારે તમે મારી પાસે આવજો અને પૂછજો કે શું મળ્યું ? પણ ત્યારે મામલો એટલો ફરી જશે કે તમે મને શું મળ્યું તે પૂછવા આવવાના જ નથી. આજે તમે પૂછો છો ત્યારે તમને સંભળાવું છું કે આજે તો આપણું વહાણ હજી ભરદરિયે છે. સરકારે પોતાનાં હથિયાર હેઠાં મૂક્યાં છે એટલે આપણે પણ મૂક્યાં છે. એણે લાઠી બંધ કરી છે; જપ્તીઓ અને મહેસૂલ માટેની

ધુરકાધુરકી બંધ કરી છે. આપણા વાવટા આપણે હવે છૂટથી ઉડાડી શકીએ છીએ. આપણી સભાઓ આપણે હવે એની દખલ વગર કરી શકીએ છે. સરઘસો કાઢી શકીએ છીએ. પિકેટિંગ કરી શકીએ છીએ. પરદેશી કાપડનો અને દારૂનો બહિષ્કાર કરીએ એમાં હવે એની કોઈ દખલ નહિ ચાલે.

લડાઈનો એ નિયમ છે, આબરૂદાર લડવૈયાનો એ ધર્મ છે કે જ્યારે સામેથી સફેદ વાવટો ધરવામાં આવે ત્યારે હથિયાર હેઠાં મૂકવાં. મુદ્દાની વાત એ છે કે તલવાર આપણે નીચે ભલે મૂકીએ; એને દૂર ન મૂકીએ, હાથ તો એના મુઠા ઉપર જ રાખીએ. દગો થાય છે એમ ખબર પડે ત્યારે તરત ઘા કરતાં આપણને આવડવો જોઇએ. બાપુજીને આરામ લેવા મોકલી હું અહીં બેસી રહ્યો તે એ સમજાવવા.

## અવળો વેપાર

અહીં એકઠાં થયેલાં ભાઈબહેનોની મેદનીનાં વસ્ત્રો જોઈને મને દુઃખ થાય છે. ઘણાંએ ધોળાં કપડાં પહેર્યાં છે. પણ સફેદ એ બધી ખાદી છે કે કેમ એ વિષે મને ભારે શંકા છે. આ લડતમાં બહેનોનો હિસ્સો મોટો છે. એમની તાકાત અને હિંમત જોઈ પાછા પડતાં મર્દો શરમાયા છે. આ લડતને પરિણામે આપણે ધર્મરાજ્ય સ્થાપવું છે. ધર્મરાજ્યમાં—રામરાજ્યમાં સીતાજી જેવી સતીઓ પેદા થવી જોઈશે. આટલી લડત છતાં આપણે પરદેશી કાપડ પહેરીએ તો લોક આપણી હાંસી કરે. રંગબેરંગી કપડાંમાં કે ઝીણાં વસ્ત્રોમાં શોભા નથી. શોભા તો ચારિત્ર્યમાં છે. ખાનદાન કુટુંબની બહેનોએ, કરોડપતિઓની વહુ—દીકરીઓએ ખાદી પહેરી છે એ ઉપરથી ખેડૂત કંઈ નહિ શીખે તો એનું કર્યું કારવ્યું એળે જવાનું છે. તમારા જ ખેતરોમાં કપાસ થાય છે. તમે કપડાં બહારથી શા માટે મંગાવો ? દરેક ઘેર એક એક રેંટિયો રાખો, અને તમારા ખેતરના કપાસમાંથી કપડાં બનાવો. તમને

ખેડૂતોને તો સમજ પડી જવી જોઈએ કે આ તો તમે અવળો વેપાર માંડેલો છે. ઘર આગળ બની શકતો હોય છતાં આંખે પાટા બાંધી વિદેશી માલ ખરીદવો એ કેવો હિસાબ? પેટલાદની વીશીમાંથી રોટલા લાવીને ખાઓ તો તમારું ઘર કેવું ચાલશે? રોટલાના જેવું જ કાપડનું સમજી લો. તમારે જોઈતું કાપડ ઘેર જ બનાવી લો. અને કપડાં તો ખાદીનાં જ પહેરો. ખાદીનાં કપડાં વિના તમારું માન નહિ પડે.

### બે જ ઉપાય

તમે આ બીજી લડત લડો છો. હૈડિયાવેરાની લડત એ તમારી પહેલી લડત. તમે આ ત્રીજી લડત લડો છો એમ કહું તો પણ ચાલે; કારણ ખેડા જિલ્લામાં મહેસૂલની એક લડત લડાઈ હતી. એક વર્ષ સુધી દારુણ યુદ્ધ ચાલ્યું. હજી જબરજસ્ત ચાલવાનું છે. આટલી બધી તાલીમ પછી જો આટલું ન શીખો—ખાદી પણ ન પહેરો તો તમારી હાંસી થવાની છે. તમારે ત્યાં તો રાષ્ટ્રીય શાળા છે. તમારામાં કુશળતા છે; તમારામાં બહાદુરી છે. છતાં તમે આ કામને કેમ નથી પહોંચી શક્યા તે મને સમજાતું નથી. હવે આળસ કાઢી નાખજો. સ્વરાજની ચાવી માથાં ફોડાવવાં-માં નથી. જો વેપાર આપણા હાથમાં ન રહ્યો તો સ્વરાજ મળેલું હશે તો પણ ચાલ્યું જવાનું છે. તમારું પકવેલું તમે બીજાને જ ખવડાવશો તો તમારી હાર થવાની છે. તમારી ઉપરની સત્તાને તોડવાના બે જ ઉપાય છે: એક ખાદી પહેરવાનો અને બીજો શરાબની બંધી સાધવાનો.

હવે રહી એક જ વાત: લડાઈમાં તમારી સાથે ન જોડાયેલા સાથે કેમ વર્તવું? તેમની સાથે દ્વેષ ન રાખશો. જે વિરુદ્ધ પડ્યા હોય તેની સાથે ઉદારતાથી કામ લેજો, અને તેમને પણ મેળવી લેજો. અને ફરી લડવું પડે તો બધા સાથ આપે એવું કરી દેજો. ઈશ્વર તમને શક્તિ આપે અને તમારું કલ્યાણ કરે.

# બાપુના બોચાસણમાં

[ પૂ. બાપુજીનું તો આખું જગત છે. પણ સત્યાગ્રહાશ્રમ ખાસ એમનું કહેવાય છે. બોચાસણમાં પૂ. બાપુજીએ કહ્યું કે બોચાસણમાં આવવું એ મારે માટે કેટલેક અંશે સત્યાગ્રહાશ્રમમાં જવા જેવું છે. એથી જ આ મથાળું.

સુણાવથી વહેલી સવારે નીકળી વીરસદ થઈને પૂ. બાપુજી અને સરદારશ્રી બોચાસણમાં આવી પહોંચ્યા. આઠ સાડા આઠના શુમારે થયેલી જાહેર સભામાં ૩ થી ૪ હજાર સ્ત્રી પુરુષો હાજર હશે. ]

# પ્રશ્નોત્તરી

## ગાંધીજી

**ભાઈઓ અને બહેનો,**

બોચાસણમાં મારે આવવું એ કેટલેક અંશે સત્યાગ્રહાશ્રમમાં જવા જેવું છે. કેમકે સત્યાગ્રહાશ્રમમાંથી કેટલીક બહેનો આવીને અહીં વસેલી છે અને પોતાથી બને તેટલી સેવા કરી રહેલી છે. વળી ગયે વર્ષે આશ્રમમાંથી ૧૨મી માર્ચે દાંડીની યાત્રાએ સંઘ નીકળ્યો તે સંઘમાંના શામળભાઈ પણ અહીં છે. ને હવે તો અહીં નિશાળ ચાલે છે તેમાં પણ એ સંઘના કેટલાક નવજુવાનો રહે છે. એટલે બોચાસણમાં બીજું કાંઈ નહિ તો પણ આવી જાઉં એમ મનમાં રહે.

તમારું નિવેદન હું વાંચી ગયો છું. એ બધા વિષે કંઈ પણ કહેવા જેવું હવે રહેતું નથી પણ તમે પૂછેલા પ્રશ્નોમાંથી જેનો જેનો જવાબ અપાય તેનો આપું.

પ્ર.—હિજરતીઓએ ગામમાં ક્યારે જવું ?

ઉ.—એનો નિકાલ રાસમાં ગઈ કાલે થઈ ગયો છે.

તા. ૧૬ મીએ સવારનું ભોજન કરીને દશ વાગ્યા પહેલાં ગામમાં દાખલ થઈ જવું. શરત એ છે કે કોઈ ગામમાં બીજાઓએ આપણી જમીન સરકાર પાસેથી રાખી લીધી હોય તે આપણને ખૂંચે છતાં તે આપણે સહન કરી લેવું ને વિશ્વાસ રાખવો કે એ જમીન કોઈને પચવાની નથી; કોઈને કોઈ દિવસે પણ એ પાછી આપણા હાથમાં આવવાની જ છે. જ્યાં સુધી એ જમીન બીજાના હાથમાં હશે ત્યાં સુધી સ્વરાજ નહિ કહેવાય. જમીનો રાખનારા પણ આપણા ભાઈઓ છે. તેમની સાથે વેરભાવ ન હોય. તેમને પણ પ્રેમભાવથી પિગળાવવાનો આપણે પ્રયત્ન કરીએ. વિખવાદ ટાળી નાખીએ. સવિનય ભંગ હાલ તુરત બંધ રહેલ છે. પણ હંમેશને માટે તે બંધ નથી—તે દરમ્યાન આપણામાં અશુદ્ધિ અને અપવિત્રતા હોય તે દૂર કરીએ. અને છાપેલા નવજીવનમાં સંધિની શરતો આવે તે ધ્યાનપૂર્વક સમજીને વાંચી એનો અમલ કરવાનો હોય તે પ્રમાણે અમલ કરીએ.

પ્ર.—જે મુખી અને રાવણિયાઓએ રાજીનામાં આપેલાં છે તેમણે નોકરી પર ચડવું કે કેમ ?

ઉ.—પટેલ વગેરે પાછા નોકરીએ ચડી શકે છે. મુખી–રાવણિયા અરજી કરી શકે. અરજીમાં માફી માગવાની તો હોય જ નહિ. એક નક્કી કરેલા મુસદ્દા પ્રમાણે જ અરજી કરવાની હોય. જેમની જગ્યાએ કોઈને નીમ્યા નથી તેમને તો સરકાર પાછા રાખશે જ; પણ કેટલીક જગ્યાએ બીજા માણસોને રાખ્યા છે ત્યાં નોકરી ઉપર ન રાખે તો ધીરજ રાખવી. નોકરીએ ચડવાની પણ અધીરાઈ ન રાખવી. એને તો સાપની કાંચળીની પેઠે પ્રસંગે ફેંકી દેવાની તૈયારી રાખવી જોઈએ. એનાથી જ આજીવિકા ચાલે છે એવો આધાર ના રાખવો.

પ્ર.–ચડેલા પગાર ન આપે તો ?

ઉ.–પગાર તો વહેલામોડા આપી દેશે.

પ્ર.–જમીનમહેસૂલનો ૧૯૨૯ નો અને ૧૯૩૦ નો હપ્તો બાકી છે તેને માટે અને તગાવીને માટે કેમ વર્તવું ?

ઉ.–જેની પાસે સગવડ હોય તે હપ્તો ભરે અને જે મહેસૂલ ભરી ન શકે તેને સરકાર મુદત આપશે. આપણી પ્રતિજ્ઞા છે કે લડત બંધ થાય એટલે મહેસૂલ આપવું પણ જેની પાસે સવડ ન હોય તે મુદત માગે.

પ્ર.–જપ્તીમાં ગયેલા માલનું અને ગયેલી જમીનનું શું ?

ઉ.–જપ્તીમાં ગયેલો માલ જે સરકાર પાસે મોજૂદ હશે તે પાછો મળશે. જે વેચાઈ ગયું છે તેમાંથી મહેસૂલના પૈસા કાપી લઈ વધશે તે પાછું મળશે અને જમીનો તો પાછી મળવાની છે જ.

પંપો પણ હશે તેના મળશે. બંદૂકો પણ હશે તો મળશે. જે વેચાઈ ગયું હશે તે ક્યાંથી મળવાનું છે ?

પ્ર.–સરકારી જપ્તીઓથી અને કાચો માલ કાપી જવાથી પાક પૂરો લઈ શકાયો નથી તેનું શું ?

ઉ.–એનો અર્થ એ છે કે આ વર્ષે મહેસૂલ નહિ ભરી શકાય. જેની પાસે પૈસા નહિ હોય તે હમણાં નહિ આપે—માફી નથી થવાની; પણ મુલતવી રહેશે.

પ્ર.–ગેરકાયદે પંપ જપ્ત થયા હોય તે લેવા જવું કે નહિ ? તેથી થયેલી નુકસાની મેળવવી કે નહિ ?

ઉ.–ગેરકાયદે થયેલાની સરકાર પાસે તપાસ પણ કરાવી શકાય અને તપાસ વાજબી હોય તો નુકસાની પણ મેળવી શકાય.

## સૈનિકો જાગ્રત થઈ જાય

હવે મારે તમને એક જ વાત કરવાની છે. તે વિષે ફરિયાદ મારી પાસે આવ્યાં જ કરે છે–લોકોમાં ખાદીનો રસ હજુ ઉત્પન્ન

થયો નથી; મારા કાનમાં ભણુકારા આવે છે કે તકલી-રેંટિયો ચલાવવાની વાત સ્વયંસેવકો પાસે આવે છે ત્યારે તેમનું માથું ફરી જાય છે. આજના વખતમાં સ્વયંસેવકોનો રાફડો ફાટયો છે. પણુ મહાસભાનો તો ઠરાવ છે કે જે નખથી શિખ સુધી ખાદી ના પહેરતો હોય: અને દરરોજ અડધો કલાક સૂતર ન કાંતતો હોય તેને સ્વયંસેવક ન ગણી શકાય. આ બધું કામ મહાસભાનું છે અને મારી દૃષ્ટિએ તો, તમે બધા મહાસભાની હકૂમત નીચે કામ કરો છો, તે વખતે, તમે તેની આણુ ના માનો તો સત્યાગ્રહી નથી. અને તેથી તો તમે પ્રજાના સેવક તરીકે નહિ પણુ સરદાર તરીકે રહો છો એમ કહેવાય. માટે જે જે સ્વયંસેવક તકલીનું કામ નહિ થાય એમ માનતા હોય છે છૂટા થઈ જાય. જેલમાં તો ચોર-લૂંટારા પણુ જાય છે. જે સ્વયંસેવકો પોતાની શુદ્ધિ કર્યાં વિના જેલમાં જાય છે તે સ્વરાજ નથી લાવવાના. પણુ જે નિર્દોષ રહીને-આત્મશુદ્ધિ કરીને જેલમાં જાય છે તે સ્વરાજ લાવવાના છે. તેમને માટે જેલનો દરવાજો એ સ્વરાજનો દરવાજો છે-અને હંમેશ જેલમાં જવું એ જ કંઈ સ્વરાજ લાવવાનો ઉપાય નથી. જે મહાસભાના હુકમનો અનાદર કરીને જેલ જાય અને મહાસભાની પ્રતિજ્ઞાનો ભંગ કરે તે સ્વરાજને આગળ નથી લાવતો. એટલે તો કેટલીક વખત ઇરાદાપૂર્વક પણુ કેટલાકે જેલ બહાર રહેવું પડે છે અને તે વખતે તે જ યોગ્ય છે. જેને જે વખતે જે કર્તવ્ય પ્રાપ્ત થાય તે તેણે કરવું જોઈએ. જો આપણે ખાદીને વિષે તટસ્થ રહીશું. કાંતવાથી કંટાળીશું-મનમાં પણુ તેનો વિરોધ કરીશું તો સ્વરાજ નથી આવવાનું. જો આપણે કરોડોને માટે સ્વ-રાજ મેળવવું હોય તો નિરંતર તકલી—રેંટીઓ ચલાવવો જોઇશે. વિદેશી કાપડનો બહિષ્કાર સફળ તો ત્યારે જ થાય. જે ખાદી અને રેંટિયાનો પ્રચાર કરવા ઇચ્છતા હોય તે નિયમિત કાંતે. સૈનિકો જાગ્રત થઈ જાય.

---

# દિલનો પલટો થવો જોઈએ

## સરદારશ્રી

ભાઇઓ અને બહેનો.

શામળભાઈ તરફથી સૂચના થઈ છે કે મારે પણ તમને બે શબ્દો કહેવા, મારે તમને અત્યારે ઝાઝું કહેવાનું નથી. મને વખત મળશે ત્યારે હું ગુજરાતના ખેડૂતોનાં ખૂબ ફરવાનો છું ત્યારે વધારે તો કહીશ.

આશ્રમની બહેનો અહીં છાવણી નાંખીને પડી છે અને આશ્રમનાં બાળકો પણ આવ્યાં છે. જ્યારે પોલીસના અત્યાચારો અને લાઠીઓ ચાલતી હતી ત્યારે તેમણે અહીં આવીને હિંમત આપી. તેમની પાસે લાઠી કે બંદૂક–કંઈ હથિયાર નહોતું. તેમનામાં રોષ કે દ્વેષ નહોતો; પણ મરવાની હિંમત હતી. તેમની પાસેથી તમે ઘણું શીખ્યાં હશો.

ખેડૂતના મનમાંથી મરણનો ભય ન નીકળી ગયો હોય તો આ લડત નકામી છે. જેટલો ભય છૂટચો હોય તેટલું સ્વરાજ મળ્યું ગણાય. જો આબરૂભેર, ઇજ્જતભેર મરતાં આવડે તો સ્વરાજ પાસે છે.

તમને તમારી જમીનો માટે અવિશ્વાસ ન હોવો જોઈએ. જે લોકોએ તમારા પર જુલ્મો કર્યા છે તેમને પસ્તાવો થવાનો છે. જેણે જમીનો લીધી છે તે પણ પસ્તાવાના છે અને જેણે અપાવી છે તે પણ પસ્તાવાના છે. ગુજરાતના ખેડૂતો સાનમાં સમજી જાય કે આવી લડતમાં જમીન કોઈ પડાવી શકે એમ છે જ નહિ.

## સ્વરાજ પાસે છે

હવે તો સ્વરાજ પાસે આવેલું છે. તે આપણે જ ચલાવવાના છીએ; પરદેશીઓ આવીને કાંઇ નથી ચલાવવાના. અને આપણે પણ સ્વરાજ એવું ઓછું જ ચલાવવાના છીએ કે જેમાં આવા મુખીઓ અને જમીનો રાખનારા ફાવી જાય?

આપણે આ લડતમાં બરબાદ થયા છીએ તે નુકસાની મેળવવા માટે અને મહેસૂલ કે તગાવી માટે નથી થયા, પણ સ્વરાજ મેળવવા માટે થયા છીએ. હમણાં તો લડાઇ મુલ્તવી રહી છે, તેનો છેડો હજી નથી આવ્યો. સરકાર મસલત કરવા માગે છે. તેમાં બન્ને પક્ષને ઓછી તકલીફ છે? એ વખતે ઝીણી વાતોનો ફેંસલો ના થઈ શકે. અને આ મુખ્ય વસ્તુનો તો તમને વિશ્વાસ હોવો જોઈએ કે આપણી પાસે સત્તા આવવાની છે.

જમીનો તો આપણને પાછી મળવાની છે જ. પણ મિલકત કે ધન આપનાર અને લેનાર તો ઈશ્વર છે, રાજ્યના કોપની તો આપણે સામા પણ થઈ શકીએ છીએ પણ ઈશ્વરી કોપમાં તો આપણે કોની સામે થઈએ અને બદલો પણ કોની પાસે માગીએ?

ચોરડાકુનો આપણને ભય ના હોવો જોઈએ. સત્યને–ધર્મને માર્ગે ચાલનારને કોઈનો ડર ન હોય–આજ સુધી જેટલા જુલ્મ કર્યા છે તે કરનારે નથી કર્યા પણ કરાવનારે કર્યા છે, અને તે કરાવનાર હવે દૂર થઈ જશે એટલે તો કરનારા હેઠા પડી જવાના

છે. મુખીપણાની અને રાવણાની ગરજ આપણને ન હોવી જોઈએ. ચોરડાકુથી રાજ્ય ચાલવાનું નથી. 'ક્રિમિનલ ટાઇપ'ના માણસોને, દાઢીમાં હાથ ઘાલીને, નોકરીએ રાખવા એનાથી બીજું ભૂંડું શું? એને માટે એ ભારે નામોશી છે. જો રાજ્યને અગર સલ્તનતને એવા માણસોથી રાજ્ય ચલાવવાની જરૂર પડી હોય તો તેના પાયા હાલી ગયેલા માનવા જોઈએ.

મુખીપણાની શોભા તમારામાં હિંમત અને જ્ઞાન હોય એમાં છે. આજે તો મુખીઓ ચાકર થઈ બેઠા છે. મુખી એટલે તો રક્ષક. જુલમ સામે ઢાલ બનીને રહે એ જ ખરો મુખી. મારી તો સલાહ છે કે મુખીપણાની માગણી ન કરશો; સરકાર પૂછતી આવે ત્યારે જ લેજો.

જ્યારે છ–બાર મહીને લડવાનું થાય ત્યારે પણ સારી રીતે લડી શકાય એવી તૈયારી રાખજો. ફાટ–ફૂટ હોય તે સાંધી લેજો.

## સ્વરાજનું સાચું કામ

તમે મિલકત અને પાક ગુમાવ્યાં છે, પણ તેના બદલામાં તમે જે આબરૂ મેળવી છે તે તમે કલ્પી પણ ના શકો એટલી છે. કુસંપ કાઢજો અને એકસંપ થજો. ઘણા માણસો આવી ગયા અને તમને જોઈ ગયા. તમારી ખ્યાતિ તો દેશપરદેશમાં વ્યાપી છે. ગાંધીજી તો અહિંસાના માર્ગે લડે છે. તેમના વચનથી તમે જુલમ સહન કર્યા એ જોઈ લોકો તમારી તારીફ કરે છે. તમે થોડી મિલકત ખોઇને જે આબરૂ અને વજન મેળવ્યાં છે તેની કિંમત અનેક ઘણી વધારે છે. હવે એ આબરૂ ગુમાવશો નહિ. હવે શાંતિનો વખત છે. તેમાં રચનાનું કામ કરવાનું છે. માર–ફાડ કે તોફાન ચાલ્યું ગયું છે. રચનાનું કામ એ જ સાચું સ્વરાજનું કામ છે. ગામમાં દારૂડિયા ના રહેવા જોઈએ. કુસંપ દૂર થવો જોઈએ અને આપણા ખેતરમાં પાકેલા કપાસનું જ આપણે કાપડ બનાવીને વાપરવું જોઇએ.

આ લડત ખેડૂતના કલ્યાણની છે. અને તે કંઈ માથાં ફોડાવવાથી જ પૂરી નથી થવાની. દિલનો પલટો થવો જોઈએ. રંગ-બેરંગી કપડાં પહેરવાથી બહેનો શોભવાની નથી. ખેડૂતની બહેન-દીકરીની ઇજ્જત તેમાં નથી; પણ સફેદ કપડાં પહેરી ભગવાનનું ભજન કરતાં કરતાં કાંતવામાં છે. અને ફરીથી લડાઈ થાય ત્યારે આજે બાજુ પર રહી ગયેલા પણ આપણી સાથે આવે એમ કરવાનું છે. પ્રભુ તમારું ભલું કરે અને તમને શક્તિ આપે.

# આંકલાવમાં

[ બે દિવસમાં આખા તાલુકામાં ફરી લેવાનો કાર્યક્રમ ભારે હતો. એટલે સરદારશ્રીએ સુણાવથી જ પૂ. બાપુજીને જેમ બને એમ આરામ આપવા માંડ્યો હતો. તાલુકાના પ્રવાસના અંતિમ સ્થળ આંકલાવમાં આવતાં પૂ. બાપુજી એટલા થાકી ગયા હતા કે સરદારશ્રીએ એમને પૂરો આરામ લેવા કહ્યું અને સભાને જાતે જ સંભાળી લીધી. આંકલાવમાં પણ દશેક હજારની મેદની હશે. ]

# માવજતની મોસમ

સરદારશ્રી

**ભાઈઓ અને બહેનો,**

તમને બધાને ખબર છે કે બે દિવસથી મહાત્માજી તમારા જિલ્લાની અંદર ખૂબ રખડે છે અને રખડતાં રખડતાં અહીં આવીને પાંચ-દશ મિનિટ આરામ લેવાને સૂતા છે. મેં તેમને સૂવા દીધા છે; અને હું તમારી પાસે આવ્યો છું. આજનો કાર્યક્રમ રાખ્યો છે તે અતિશય ભારે છે. તેઓ ગઈકાલના થાકેલા છે. અને જેલમાંથી નીકળ્યા પછી તેમને અતિશય ત્રાસ પડે એવો કાર્યક્રમ રચ્યો છે. ખેડૂતોએ તો બને તેટલી શાન્તિ તેમને આપવી જોઈએ. એ તમને થોડા વખત પછી દર્શન આપશે. તમારે વાતો સાંભળવી હોય તે તો હું જ સંભળાવીશ.

તમને લડાવનાર હું છું; અને લડાઈ બંધ કરાવનાર પણ હું છું. મહાત્માજીએ જે પાઠ પંદર વર્ષથી શીખવ્યો છે તે તમે પૂરેપૂરો સમજી ગયા હશો. એટલે તેમને થોડો વખત આરામ લેવા દો. ભાષણ કરનારો હું બેઠો છું. ખેડૂતો સાથે હું લમણાફોડ કરીશ. તમે બધા જરા શાન્તિ રાખીને મારી વાત સાંભળી લો.

## સંધિ કેમ કરી ?

બાર મહિના ઉપર જે દિવસે હું અહીં આવવાનો હતો ત્યારે રાસમાંથી મને અધવચ ઉપાડી ગયા. રવિશંકર, દરબારસાહેબ, અને એમના સાથીઓનું ટોળું પણ પકડાઈ ગયું અને તેમને બબ્બે વર્ષની આકરી સજા ઠોકી દીધી. મારા સાથીઓ જે પંદર વર્ષથી મારી સાથે હતા એ બધાંને પકડી પકડીને જેલમાં પૂરી દીધા. અને તેમને સખત મજૂરીની સજા કરી. કારણ તેમણે સરકારને ઠીક ઠીક પાણી પડાવ્યું છે. વધારાની પોલીસ મૂકી ત્યારે—હેડિયાવેરા વખતે એક માસમાં સરકારને હરાવી હતી. તે પહેલાં ખેડા જિલ્લાની લડત અને ત્યાર પછી બારડોલીની લડત લડ્યા. આવી નાની મોટી લડાઈઓ લડતાં લડતાં સરકારને ખબર પડી ગઈ કે આ લોકો જંપવા નહિ દે: અને તેથી એ બહારવટિયાઓને પકડીને આ વખતે જેલમાં ઘાલી દીધા હતા. સરકાર અમને ઓળખી ગઈ છે કે એમની પાસે જેલ, ફાંસી લાઠી કે ગોળી કશું નહિ ચાલે. મેં તમને–ગુજરાતના ખેડૂતોને ઘણી વખત કહ્યું છે કે ગોળી મારનાર અને ગોળી ખાનાર બન્નેને એક વખત તો મરવાનું છે જ. કોઈ છટકવાનું નથી. તો પછી મરણથી ડરવાનું શું ? તેથી તો જ્યારે હું ગાંધીજીનો દાંડીનો કાર્યક્રમ ભરૂચમાં ગોઠવવા ગયો હતો ત્યારે મેં ભાષણમાં કહી દીધું હતું કે જે ડરપોક હોય તે બધા માલમિલકત વેચીને પરદેશ ભાગી જાય. ત્યાર પછી તો ગુજરાતમાં જે જુલમ ગુજર્યાં તે તમે જોયા છે. તેમાં આપણે કશું ખોયું નથી. સરકારને જેટલું બળ અજમાવવું હતું તેટલું અજમાવી જોયું. હજુ પણ એને અજમાવવું હોય તો અજમાવે. એ પોતાનું રાક્ષસી બળ પૂરેપુરું અજમાવશે ત્યારે થાકશે. પણ અત્યારે તો તેણે પણ સાંધનો પેગામ મોકલ્યો છે. ખુદ વાઇસરૉયે ગાંધીજીને અપીલ કરી, વડા પ્રધાને પણ અપીલ કરી અને કહ્યું કે આપણે બધા

બેળા બેસીને વાતચીત કરીએ. મહાસભા એક જબરદસ્ત સંસ્થા છે એમ સરકારે જોયું અને તમારે જેવું રાજ્ય જોઈતું હોય તેવું સાથે બેસીને મેળવો એમ કહ્યું. કોઈ પ્રકારના નૈતિક દોષમાં ના આવી પડીએ એટલા માટે આપણે એ કબૂલ કર્યું. બાકી જો સરકાર પાસે તલવાર છે તો આપણી પાસે કપાવા માટે અનેક ગળાં તૈયાર છે; તલવારો ભાગી જાય ત્યાં સુધી ભલે વાપરે. તમારી પાસે લાઠીઓ છે તો બોરસદના બજારમાં બહેનો ઉપર વાપરો અને જ્યારે તમને એમ લાગે કે એવાં કર્મ કરવાથી તમારા શરીરમાં રૌરવ જેટલા કીડા પડવાના છે ત્યારે થાકજો.

## પાઘડીનો વળ છેડે નીકળે

ખેડૂતોને પૂરેપૂરો વિશ્વાસ છે કે જે સમાધાન થયું છે એમાં આપણું કલ્યાણ હશે ત્યારે જ ગાંધીજીએ કર્યું હશે. ભણેલાઓને ભલે શંકા હોય પણ ખેડૂતોને તો પૂરો વિશ્વાસ છે કે જે કામમાં અમે એ જણા પડ્યા છીએ તેમાં અમારું ભલું જ હશે. અત્યારે જો કોઈ હિસાબ પૂછે તો તેને હું કહું કે પાઘડીનો વળ છેડે નીકળવાનો છે. આ કંઈ લડાઈનું છેવટ નથી. લડાઈ માત્ર મુલતવી રહી છે. આપણા અને તેના આગેવાનો મળીને જે ફેંસલો કરે તે આપણને કબૂલ હશે તો ઠીક, નહિતર આપણું હથિયાર તો તૈયાર જ છે.

## તમારી કીર્તિ વધી છે

જો કોઈ ખેડૂતના મનમાં એમ હોય કે પાક લૂંટાય છે અને મિલકત ફના થાય છે તો તેને હું કહું છું કે મીઠાની ચપટી ખાતર માથું ભંગાવનાર અને પ્રાણ નીકળી જાય તો પણ એ ચપટી નહિ મૂકનાર સૈનિકો મૂરખ નહોતા. જે થોડી ઘણી મિલકત ગુમાવી છે તે તો ફરી પેદા કરી પણ શકાય અને

વળી ફરી ગુમાવી પણ શકાય. પ્રતિજ્ઞાને ખાતર ધન જાય, જાત જાય–સર્વસ્વ જાય પણ તેનો ભંગ ન થાય. અને આપણે જે પ્રતિજ્ઞા કરી હતી તે તો સ્વરાજ મેળવવાને માટે છે. ખેડૂતોના મનમાં શંકા ન રહેવી જોઈએ કે ખાલસા થયેલી અને વેચાયેલી જમીન પાછી નથી મળવાની. ખાલસા જમીનો તો જેને તેને પાછી મળી ગયા જેવી જ છે અને વેચાઇ ગઈ છે તે પણ પાછી મળવાની જ છે. **વેચાયેલી જમીન ઈંચે ઈંચે જ્યાં સુધી પાછી નહિ મળે ત્યાં સુધી આ લડાઈ બંધ થવાની નથી એ વિષે તમે નિર્ભય રહેજો.** જે દુઃખ તમે અત્યાર સુધી વેઠયું છે તે કંઈ થયેલા નુકસાનનો બદલો લેવા માટે નથી; પણ સ્વરાજ લેવાને માટે છે. એનો બદલો આપણને મળી ચૂકયો છે. આજ સુધી તમને કોઈ ઓળખતું નહોતું. તમારી શાખ સરકારને ત્યાં હતી તોફાની તરીકે, ચોર લૂંટારુ તરીકે અને માથાં ભાગનાર તરીકે. તેને બદલે અત્યારે એ વાત સાબિત થઈ ગઈ છે કે તમે. ખેડા જિલ્લાના લોકો લાઠી ખાવ છો માર ખાવ છો, માથાં ફોડાવો છો છતાં સિદ્ધાંત ખાતર હિંસાનો પ્રતિકાર નથી કરતા; પણ એ સહન કરી લો છો. તેથી દેશમાં તમારી કીર્તિ વધી છે. આ અમેરિકન તમારી સામે બેઠો છે તે પણ તમારી વાત ત્યાં પ્રસિદ્ધ કરશે અને કહેશે કે ત્યાં તો આવા લોકો વસે છે. એ વાત તમે બંદૂક કે લાઠી ઉપાડી હોત તો ના બનત. જગતમાં બંદૂકોના ફોડનારા તો સંખ્યાબંધ છે પણ તમે તો વગર તલવારે કે બંદૂકે અને લાકડીએ એક મોટામાં મોટી સત્તાનો મુકાબલો કર્યો છે અને એક વર્ષની અંદર પ્રજાનું બળ કબૂલ કરાવ્યું છે.

## નફ્ફરખંડાઓનું રાજ્ય નહિ ચાલે

દોઢસો વર્ષમાં સરકારે કોઈ વખત સ્વીકારેલું નહિ કે પ્રજા સરકારનો મુકાબલો કરી શકે છે. હું તો એમાં જ સ્વરાજ જોઉં

છું. ખેડૂતના બાવડામાં જેટલું બળ આવેલું છે એટલું સ્વરાજ નજીક આવેલું છે. હું **તો બીજા કોઈ રાજ્યમાં માનતો નથી, રાજ્ય તો ખેડૂતનું જ હોવું જોઈએ. નફરખંડાઓનું રાજ્ય હવે નહિ ચાલે.** પણ ખેડૂત તો આપસમાં નાના કજિયા કરીને લડી પડેલો છે. તમે તો તમારા પરસેવાથી પેદા કરેલું પણ ખાઈ શકતા નથી અને જેમણે પેદા નથી કર્યું તે એ ખાઈ જાય છે. એટલા માટે હું કહું છું કે ગમે તે થાય તો પણ એ રાજ્ય મેળવવું જ છે. તેમ કરતાં બે-ચાર કરોડ મરી જાય તો ભલે મરી જાય; પણ મુક્તિ તો મેળવવી જ છે. ખેડૂતો હરતે મોઢે ભોગ આપતા થઈ ગયા છે એ જોઈને હું ખુશ થાઉં છું. જે વખતે ખેડૂતોમાં એટલું તેજ આવેલું હશે તે વખતે જુલમ કરનારા માણસો થરથરતા હશે. જેમણે માલ ભેલાડ્યો છે અને લીધો છે તે આજે વિચારતા હશે કે સરકારે તો બાજી બદલી ! આજ સુધી તોફાન, મારફાડ અને આગ કરાવ્યાં, પણ હવે શું ચોર-ડાકુઓનાં મુખીપણાં ચાલશે ? હવે શું જેની હાજરી લેવાતી હશે તેને ત્યાં મામલતદાર જઈને બેસશે ? હવે એ બધું ભૂંસવું પડશે. એના માણસોથી કંઈ રાજ્ય ન ચાલે. એ તો મૂરખનો હિસાબ. **બળવાન પ્રજા જે રાજ્યને કબૂલ કરે તે જ રાજ્ય અમર તપે. જેમનામાં કંઈ મર્દાનગી નથી અને જેમને મરતાં આવડતું નથી એવા માણસો ઉપર રાજ્ય કરનાર કાયર છે.** મરતાં ના આવડે તેમના ઉપર રાજ્ય કરવાથી ફાયદો શો ? આપણે તો બળવાન થવું છે અને એ બળવાન ઉપર બળવાન જ રાજ્ય કરી શકે. અને એ બળ ખેડૂતમાં આવી ગયું છે.

## આપણે કંઈ જ ગુમાવ્યું નથી

એ રાજ્યની રચનામાં ભણેલાઓને ભલે અવિશ્વાસ હોય, છાપાંવાળાઓ ગમે તેમ બોલે પણ તમને બધાંને તો વિશ્વાસ હોવો જોઈએ કે ખેડૂતોને માટે ભેખ લઈને બેઠેલા લોકોમાં મેલ

નહિ હોય ! ખેડૂતોમાં બોલવાનો ચાળો ન હોવો જોઈએ. જે પ્રકારનું રાજ્ય આપણે લેવા બેઠા છીએ તેમાં ખેડૂતોનો હિસ્સો તો હશે જ. જે સંધિ થઈ છે તે તો કામચલાઉ છે; તેમાં છેવટનો હિસાબ ન હોય. અને એવી સંધિ ખેડૂતના થોડા પાક માટે તૂટે એ યોગ્ય ન ગણાય. જે પાક તમે ગુમાવ્યો છે તે તો લડતની અંદર તમે આપેલો ભોગ છે. એ પાછો મેળવવાની આશા આપણે રાખી જ નથી. સરકારની તિજોરીમાંથી એ પૈસા પાછા મેળવવા હોય તો તે પણ આપણે આપેલા ફાળામાંથી મેળવવાના હશે. આ તો આખા દેશની લડત છે. તેમાં સૌ સહન કરે છે અને ખુવાર થાય છે. હિંદુસ્તાનના દરેક પ્રાન્તમાં ચેતનનાં પૂર વહી રહ્યાં છે. અને ખેડૂતોએ પણ દરેક જગ્યાએ પૂરતો ફાળો આપ્યો છે. આપણે જે લડાઇ લડીએ છીએ તે તો સ્વરાજ્ય માટે છે. બોરસદ તાલુકાની પ્રજાએ જો ગજા ઉપરાંત ગુમાવ્યું હશે તો તેનો બદલો સ્વરાજ્યની સરકાર પૂરો કરી આપશે. પણ હું તો માનું છું કે આ લડતની અંદર આપણે કંઈ જ ગુમાવ્યું નથી.

## માવજતની મોસમ

હવે આપણને જે વખત મળ્યો છે, તે કંઈક શાંતિનો છે, એથી તેમાં ચાદર ઓઢીને સૂઈ રહેવાનું નથી. જો સૂઈ ગયા તો બાજી હાર્યા. ખેડૂતનો તો ધર્મ છે કે ખેતરમાંથી પાક લઈ લીધા પછી એને સૂનું ના મૂકે. હવે તો માવજત કરવાની મોસમ આવી છે. એટલે જો ખેતરની અંદર બાઝેલી જડ ના ખોદી નાખીએ. સૂડ ન કરી અને ખાતરપૂંજો ન નાખીએ, તો નાંખેલું બિયાવું નકામું જાય. જે વખત નવરાશનો મળ્યો છે તેની અંદર ખેડ-ખાતરથી જમીનને માતબર કરવાની છે. તે જો તમે નહિ કરો તો તેમાંથી કશો પાક નહિ ઉતારી શકાય. બીજી લડાઈને માટે તમારે તૈયાર થઈ રહેવું પડશે.

## લડાવનાર કાયમનો હઠી જવાનો છે

આપણી સાથે ન રહ્યા હોય તેમને મેળવી લેવા પડશે. આ ગામમાં તમે સૌ અંદરઅંદર લડ્યા વગર રહ્યા છો એ બદલ તમને મુબારકબાદી ઘટે છે. આપણે સૌ એક બાપની પ્રજા છીએ. મારનારા અને માર ખાનારા, પાક લૂંટનારા અને જેમનો પાક લૂંટાય છે તે બધા અહીં જ રહી જવાના છે, અને લૂંટાવનારા અને લડાવનારા તો ચાલ્યા જશે. આપણે તો મૂર્ખ છીએ તેથી જ એક માતાનું દૂધ ધાવનારા ભાંડુઓ હોવા છતાં પરસ્પર લડી મરીએ છીએ. તેથી જ આ પરદેશીઓ આપણી ઉપર રાજ્ય કરી જાય છે. હું પાટીદાર તરીકે તમને સૌને સમજાવું છું કે બારૈયાને સરખા ગણવામાં તમારી મોટાઈ છે. એમની સાથે સારો મેળ રાખશો, એમને તુંકારો નહિ કરો, અને એમના દિલમાં પ્રવેશ કરશો તો તેથી સ્વરાજ્ય નજીક આવશે. મારી તમને સલાહ છે કે પાટીદાર, પાટણવાડિયા, અને બારૈયાઓ–ખેડૂત માત્ર એક બાપની પ્રજા છે. જે આ જમીનમાં મહેતન કરે છે તે જ એના માલિક રહેવાને સરજાયેલા છે. લડાવનારો હવે હઠી ગયો છે–કાયમનો હઠી જવાનો છે. માટે ગઈ ગુજરી ભૂલી જજો અને જાણે કાંઈ બન્યું જ નથી એમ ધારીને આગળ ચાલજો. તમારે કરવાના કામમાં ભૂલ ના કરશો. એ કામ આવતી લડત માટે તૈયારી કરવાનું છે. તમારા ગાળામાં જો કંઈ કજિયો રહી ગયો હોય તો તે કાઢી નાંખજો. અને સંપની હવા સર્વત્ર પેદા કરજો. એમ કરશો તો તમારી ધરતી ઉપર કોઈ પણ જુલમગારના પગ ટકવાના નથી; તેના પગ કંપવાના છે, થથરવાના છે. આપણે જો સાચા હોઈશું તો એ બધા પાછા પડવાના છે.

## તમે રામરાજ્યનો પાઠ આપી શકો

જે વસ્તુ ઉપર ખેડૂતના જીવનનો આધાર છે તે વસ્તુ તો એ છે કે તમારી ધરતીની અંદર જે કપાસ પકવવામાં આવે છે તેનાં જ કપડાં બનાવીને પહેરો. જેમ આ જમીનમાં પાકતાં બાજરી,

કોદરા, કે બંટી, બાવટો, ખાઈને તમે તમારા શરીરને પોષણ આપો છો—એને માટે જેમ અમદાવાદ કે મુંબાઈની હોટેલમાંથી તમે રોટલા નથી લાવતા તેમ જે ભૂમિમાં કપાસ પાકે છે તે જ કપાસનાં કપડાં બનાવીને પહેરવાં એ સૌનો ધર્મ છે. આપણી ભૂમિમાં પેદા કરેલું ખાવું ને પહેરવું એમાં જ બરકત રહેલી છે. જે રસ આ ભૂમિમાં ભગવાને મૂક્યો છે તે જ રસ વડે જીવનનિર્વાહ કરવામાં શરીરની શોભા રહેલી છે. આપણે ત્યાં પાકતા કપાસનું સૂતર કંતાવીને વણાવીએ તો અહીં ધનના ઢગલા થાય અને લક્ષ્મીની રેલ ચાલે.

આ વાત જો તમે નહિ સમજો તો તમે લડશો અને લડીને જીત મેળવશો તો પણ જીતેલું રાજ્ય નહિ ચલાવી શકો. આપણે બાપદાદાની બાવડત ભૂલ્યા અને પરદેશીઓનાં કપડાં પહેર્યાં. આ રાજ્ય તો પરદેશીઓના વેપાર માટે જ ચાલે છે. અને આખા હિંદુસ્તાનમાં તમારા જેવા બુદ્ધિશાળી અને મહેનતુ ખેડૂતો બીજે ક્યાંય નથી. એ તમારી બુદ્ધિને શક્તિનું પૂરો ઉપયોગ કરો તો દેશને સ્વરાજ્યનો, રામરાજ્યનો પાઠ આપી શકો.

## પ્રતિજ્ઞા કરો

આજે જે ખેડખાતર કરવાની મોસમ આવેલી છે તે આ શાંતિના સમયમાં કાપડ બનાવવાનું કામ કરવાની છે. આજે પરદેશી કાપડના નાશને માટે મોટાં મોટાં શહેરમાં હજારો નવજુવાનોએ પોતાનાં માથાં ફોડાવ્યાં છે. પરદેશી કાપડની દુકાન ઉપર રાતદિવસનો પહેરો ભરનાર કેટલીયે ખાનદાન કુટુંબની બહેનોને જેલમાં પુરાવું પડ્યું છે. આ બધું સરકારને એટલા માટે કરવું પડ્યું કે તેનો વેપાર ચાલે. અને ભાઈઓને અને બહેનોને મારનાં અને જેલનાં કષ્ટો વેઠવાં પડ્યાં, તે પણ આપણા—પરદેશી કાપડ ખરીદનારના જ અજ્ઞાનને લીધે. સ્વરાજ્યને માટે

પ્રતિજ્ઞા કરો કે કમમાં કમ મારા મુલકમાં બનતું કાપડ હું વાપરીશ. એવી પ્રતિજ્ઞા જો તમે કરશો તો જ આ લડત તમે શોભાવી શકશો.

## રંગબેરંગી કપડાં પહેરી જ કેમ શકો ?

હવે તમે એકલા નથી. દરબાર સાહેબ અને એમના સાથીઓ તમારી સાથે આવી બેઠા છે. એ તો આખું કુટુંબ ખુવાર થઇને તમારી વચ્ચે આવી ગયું છે. એમણે પોતાનો ઢસાનો ગરાસ ગુમાવ્યો છે; છતાં એ વાત સુદ્ધાં નથી કરતા. એમને તો વિશ્વાસ છે કે કયાં જવાનું છે? જ્યારે સત્તા આવશે ત્યારે એ તેમનું પોતાનું છે. અને ઢસામાં તો એમને બે ત્રણ જ ગામ હશે પણ અત્યારે તો એ ગૂજરાતનો રાજા થઈ બેઠા છે. તમે તાલુકાના લોકો એમની પાછળ ગાંડા થઈ ગયા છો; કારણ તેમણે મુલક અને કુટુંબ દેશને અર્થે હોમી દીધાં છે. આજે તો ઢસાનો એ દરબાર અને તેની રાણી તથા પુત્રો બધાં સફેદ ખાદી પહેરતાં હોય અને તમે બીજા રંગબેરંગી કપડાં પહેરી જ કેમ શકો? કંગાલ હિંદુસ્તાનને રોટલો પૂરો પાડવો હોય તો આપણે આપણો ધર્મ સમજી લેવાનો છે.

બીજી વાત ખેડૂતોએ શરાબની સમજી લેવાની છે. આપણા ગામમાં શરાબનાં પીઠાં અને શરાબ પીનારાઓ પેદા ન થાય એની સખત ચોકી રાખવી એ પણ જરૂરનું છે. આપણે એકવર્ષની અંદર ઘણાને પીઠા ઉપર જતા શાંતિથી અટકાવ્યા છે, છતાં આજ સુધી તમે જે કામ કર્યું છે તેને હવે વધારે શાંતિથી અને સમજણથી આગળ વધારવાનું છે. સરકાર સાથે સંધિની જે શરતો થઈ છે તેમાં પણ પરદેશી કાપડ અને દારૂની દુકાનો ઉપરની ચોકી ચાલુ રહેવાની છે.

જમીનમહેસૂલની લડત હાલ આપણે મુલતવી રાખી છે. આ લડત લડતાં લડતાં જેને ભારે નુકસાની થઈ છે તેમણે કરજ

કરીને કંઈ પૈસા આપવાના નથી. સરકાર તરફથી એવા લોકો ઉપર કનડગત કરવામાં નહિ આવે એવી ખાતરી મળી ગઈ છે.

## હજી બાકી છે

જોકે ગૂજરાતમાં ખેડૂતો ઉપર જમીનમહેસૂલનો બોજો ઘણો છે. પણ એવી મહેસૂલની લડતો ઠેરઠેર અનેક લડવી તેના કરતાં મોટી પણ એક લડાઈ લડી લેવી એ જ ઠીક છે. રાજ્ય આપણી ઇચ્છા પ્રમાણે ચાલવું જોઇએ. અને તે આપણું જ હોવું જોઈએ. એટલા માટે આપણે ભોગ આપવાના છે. દુનિયાના ઈતિહાસમાં જોઈએ તો સ્વતંત્રતા મેળવવા માટે બીજા દેશોને જે ભોગ આપવા પડયા છે તેના પ્રમાણમાં આપણો ભોગ અલ્પ છે. કસોટી હજુ હવે થવાની છે અને અત્યાર સુધી આપણે જે કર્યું છે તે તો માત્ર બિયાવું વાવવા જેવું છે. હજી તો તેને ખંતથી ઉછેરીને પાક તૈયાર કરવાનો છે, અને તેમાં નીંદવાનું તથા કરબડી અને સમાર ફેરવવાનું કામ બાકી છે.

---